# સદેવંત સાવળીંગા-ની વાર્તા.

## ( સચિત્ર. )

છાપી પ્રસિદ્ધ કર્તા,

બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.

ત્રણ દરવાજા અમદાવાદ.

અમદાવાદ.

શાહપુર મેસીપોળમાં "શ્રી પ્રજાહિતવર્ધ" પ્રિન્ટિંગ પ્રેસમાં
પટેલ ડાહ્યાભાઇ દલપતરામે છાપ્યું.

આવૃત્તિ ૭ મી. પ્રત ૪૦૦૦.
સંવત ૧૯૭૫ સને ૧૯૧૯.

કીંમત રૂ. ૦-૮-૦

# સદેવંત સાવળિંગાની

## આઠ ભવની રસિક વાર્તા.

દુહા.

સમરૂ સરસ્વતી સારદા, માગુ હું મતી સાર;
જેથી જાય મુરખ દશા. પ્રગટે જ્ઞાન નીરધાર.
સત્ય રાજ રીધી મળે, સત્યે ઉગે ભાણ;
સત્યે શુજસ પામે ઘણો, સત્યે કોટી કલ્યાણ.
સત્ય થકી સજન ભલા, સત્યે વરસે મેહ;
સત્યવંત તો સુખીઆ સદા દુઃખ ન પામે તેહ.
સત્યવંત તમે સાંભળો, કથા કહું રસ ખાણ;
યુકતી જુકતી એહમાં સમજો ચતુર સુજાણ.

ચોપાઈ.

સદેવંતને સાવળીંગા તણી, વાત કહું ભવ આઠ તણી;
સાંભળજો તમે દેઇ કાન, ના ભુલશો પોતાનું ભાન.
હુંકારાવીણ વાત ન થાય, માગ્યા વગર ન પીરસે માય,
મરણ વીના હૈયું ન કુટાય, લગ્ન વગર ના ગીત ગવાય.
શ્રોતા વકતા સુણજો સહુ, યુકતી જુકતી જોડી કહું;
સજન સાંભળીને હરખીત થાય, દુરજનનું મુખડું કરમાય.

ચોપાઇ.

એક સમે શીવ પારવતી, કૈલાસ વનમાં જાય;
અસંખ્ય જુકતી જોઈ વાવડીની, વળી બેઠા તેની જોને માંય

કોઇ એક દીવસને વીશે શીવ પારવતી કઇલાસપુરીને વીશે બેઠાં છે તેવામાં પારવતીજીએ કહેવા માંડયું કે સ્વામી તમે મને દેશો દેશ અને વનેવન દેખાડયાં, પણ ઇશાન ખુણાનું વન દેખાડયું નથી. માટે કૃપા કરીને તે દેખાડો. તે સાંભળીને શીવાજી કહે છે કે શું જોવું છે ત્યાંતો પાણી અને પથર વીના બીજું કાંઇ નથી, માટે હું મારૂં ધ્યાન મુકીને નહીં આવું તેવારે પારવતીજી બોલ્યાં—જો તમે મને દેખાડવા નહી આવો તો હું અલોપ થઇ જઇશ એવું સાંભળી શીવજીએ કહ્યું કે જો હું તને દેખાડવા તો આવું પણ તે વનમાં અનેક પ્રકારના ઝાડ તથા પુલ અને જાનવર દેખીને તું કોઇ પ્રકારની હઠ ન કરે તો આવું ત્યારે તે વાંરે પારંવતી બોલ્યાં કે મહારે તો કાંઇ હઠ નથી કરવી એમ કહેવાથી મહાદેવ પારવતીને લઇને વનને વીશે ચાલ્યા જાયછે. એવામાં અડધે રસ્તે ચાલ્યા ત્યાં જુવે છે, તો અનેક પ્રકારના પુલની વાડી અને પથરમાંથી પાણી ખળખળ નીકળે જાયે છે તથા કેટલાએક પક્ષીઓ ઝીણે સ્વરે કરીને ગાય છે, અને ઘણો સુગંધી પવન પણ મદ મંદ વાયા કરે છે, તેવું સુંદર વન જોઇનેપારવતી ઘણે આનંદ પામી કહેવા લાગ્યા કે હે મહારાજ! આ જગા ઘણી સરશ દેખાય છે પણ જ્યાંથી આ પવન થોડો થોડો આવે છે તે ઠેકાણે પાણી હોવું જોઇએ, કારણકે આવી થંડી લહેર આવે છે તે પાણી વગર આવે નહી. તે સાંભળી મહાદેવ કહે છે અહીંયાં અસંખ્ય જુગની નાળીએરીવાળી સાતસે પગથીયાંની વાવ્ય છે અને તેનું પાણી ગંગાનદી જેવુ નીરમળ છે. તે વારે પારવતી કહે કે એ વાવ્યમાં આપણે હવા ખઇએ, તે સાંભળીને શીવજી પારવતીનેલઇને તે વાવ્ય જોવા ચાલ્યા. તે જોઇ પારવતી ઘણી ખુશી થઇ, અને કહે કે હે સ્વામી

આ વાવ્યનું પાણી મને પાઓ! તેવારે મહાદેવે એક સાગના ઝાડનું પાંદડું લઇ તેનો પડીઓ કરીને વાવ્યમાંથી પાણી ભરી લાવીને આપ્યું.

દોહરા– શીવ જળ ભરીને લાવીયા, વળી આપ્યું પારતીને હાથ;
પીવા માંડયું તે કામની તમે સુણજો સજન વાત.

જે વખતે પારવતીને મહાદેવજીએ પાણી લાવીને આપ્યું તે પીવા માંડે છે. તેવામાં એક ઝાડ ઉપર બેઠેલા જાનવરનું પ્રતીબીંબ તે પાણીમાં દીઠું, તેથી ઉંચે જોવા લાગી એટલે શીવાજી બોલ્યા જે તું પાણી મંગાવીને પીતી નથી અને કેમ ઉચે જુવે છે? નીચું જોઇને પાણી પી જા, એટલે આપણે આપણા સ્થાનક જઇએ તે સાંભળી પારવતી કેહે કે આ ઝાડ ઉપર જાનવર બેઠાં છે તે ઘણાં નાનાં અને સમજુ છે, પણ હાલ તો કઇ ઉદાશમાં હોય તેમ લાગે છે, માટે તેનું શું કારણ હશે શીવજી કહે કે હે સ્ત્રી તેવાં વાદરાં તો ઘણું ફરે છે. એની વાત કહેવા બેસું તો છ માસે પણ પુરી ન થાય તે સાંભળી પારવતીને રીસ ચડી તેથી પેલા પડીયામાં લાવ્યા હતા તે પાણી ફેંકી દીધું અને માખનું રૂપ લઇને શીવની જટામાં સંતાઇ ગઇ તેથી માહાદેવ પોતે ગાંડા થઇને ધુણવા લાગ્યા, એને પારવતીની ખોળ કરવાને વનમાં ફરતાં ફરતા જેમ પારવતીને ન દેખે તેમ તેમ વધારે ધુણવા માંડયું.

પાત્ર પાણીનું ફેંકીયું ને, વળી લીધો માખીનો વેશ;
શીવજી પારવતીને ખોળવાને, કાંઇ ફરતા ગાંડેરૂં વેશ.

ત્યાર પછી શીવજી કાલાવાલા કરી કહે કે હું તારાથી થાકયો તું જે કહીસ તે કરીશ એવું સાંભળીને પારવતી પોતાનું મૂળ સ્વરૂપ કરીને શીવ સામી ઉભી. હવે શીવજી કહે હે પારવતી તું કયાં ગઇ હતી તારા વગર તો હું ગાંડો થઇ ગયો હતો તે હવે તને દેખીને

ભાન ઠેકાણે આવ્યું. હું તને ખોળી ખોળીને થાકયો, માટે કયાંથી તું આવી પારવતી કહે જે હું તો તમારી પાસેને પાસેજ હતી, હવે મને પેલા વાંદરાની વાત કહી સંભળાઓ હવે શીવજી કહે છે અને પારવતી સાંભળે છે.

ચોપાઇ—શીવ કહે તું સાંભળ નાર, અનુક્રમે કહુ આઠ અવતાર;
પહેલો બ્રાહ્મણ બ્રાહ્મણી સાર, બીજે ચકવો ચકવી નરનાર.
ત્રીજે હરણો હરણી કહી, ચોથે મોર મોરડી થઇ;
પાંચમે હંસ હંસલી સાર, છઠે રાય તણો અવતાર.
સાતમે વાંદર વાંદરી થયાં, વીજોગથી બહુ દુખીયાં થયાં;
આઠમે થશે નર અવતાર, તે બધો કહુ છું વિસ્તાર.
વીજોગ મટી થશે સંજોગ, દુખ ટળી થાશે સુખ થોક.
સોરઠો—ગયા સાત અવતાર, વીજોગ નરનારના;
સંજોગ અવસર શોર, આઠમો થાશે હવે.

આ સાંભળીને પારવતી કહે કે આતો તમે વાત મોઘમ કહી પણ તેના આઠ અવતાર શી રીતે થયા, અને શા થકી વીજોગ થયા તે સર્વે કહો નહી તો સંતાઇ જઇશ. શીવ કહે અરે એકવાર તો સંતાઇ જઇને મારૂ દીલ ઉદાશ કરી નાખ્યું, ને વળી એ શું બોલી તું કહે તેમ કરૂં મહાદેવ કહે છે.

દોહરો— આજ ઓછંગ થકી થાય, પ્રગટ સારદા આપ;
નારદ ત્યાર પછી થયા, મુની મહા પ્રતાપ
શશી શુકલપક્ષ તણો, દીન દીન વાધે જેમ;
અભરક ઉછરે એમ, એ અતી સુમતીના તેમ.
પુત્ર પુત્રી જ્યારે થયાં, પાંચ વરસનં જોડ;
બાળક હઠ લીધી ઘણી, રમત રમવાના કોડ.

પાંચ વરસના નારદને સરસ્વતી બે થયાં. કોઇક સમયને વીશે રમત રમતાં બંને રોઇ પડયાં તે શબ્દે શીવજી ધ્યાન ચુકયા ત્યારે અચુતાં બ્રહ્મા જુલ્યા અને સાબરમાંનું પાણી ઉછળવા માંડયું, ત્યારે બ્રહ્મા અને સાવંત્રીએ આવીને છાનાં રાખવાને ઘણાક ઉપાય કર્યા, લકટા, કાચકા, ભમરડા, મોર ચકલી વીગેરે ઘણાં રમકડાં આપ્યાં, પણ રોતાં રહ્યાં નહી. અંતે બ્રહ્માએ બે પુતળીઓ કરી તેમાં મર દની પુતળી નારદને અને સ્ત્રીની પુતળી સરસ્વતીને આપી, તે જોઇ ને છાનાં રહ્યાં.

નગર નામ ધારાપુરી, વસે વીપ્ર ત્યાં એક;
તેને નહી પેટ સંતાન, કઇ માટે ધર્યો વીવેક.
પાડોશી પણ તેહનો, હતો વાંઝીયો આપ;
તે પણ દીન રંજન કરે, ઉરમાં અતી વીલાપ.
તપ આદરીને આજ તણું, ઉર ધરી આસ અપાર;
વીચાર કરીને બે જણા, બેઠા વન મોઝારાં

આ બે બ્રાહ્મણને તપ કરતાં ઘણાક દીવસ થયા ત્યારે બ્રહ્મા પ્રસન્ન થઇ માગો માગો બોલ્યા. ત્યારે એકે પુત્ર માગ્યો ને બીજાએ પુત્રી માગી બ્રહ્માએ કહ્યું કે તમારા કર્મમાં નથી તે કયાંથી આપું ત્યારે બંને બોલ્યા કે તમારા જેવા મજે કર્મ આગળ રહ્યું, ત્યારે તમે દેવ શાના છેવટ પેલી બે પુતળીઓ આપી, એટલે ખુશી થઇને ઘેર ગયા ને સ્ત્રીને નવ મહીના વીતે પુત્ર થયો ને બીજાની સ્ત્રીને પેટે પુત્રી થઇ, આ બંને બાળક સાત સાત વરસનાં થયાં એટલે પરણાવી દીધાં પછી પુત્ર અગીયાર વરસનો થયો, ત્યારે કાશીએ ભણવા મોકલ્યો; ત્યાં વિદ્યા શીખીને ધન રળીને પોતાના ઘર તરફ આવે છે. એટલામાં એક ગામ આવ્યું, ત્યાં તેનો સસરો

મળ્યો તે પોતાને ઘેર લઇ ગયો, અને તેનાં સારૂ રસોઇ કરવા છોડી ને તેના સ્વામી પાસે મોકલી, ભટજીની સ્ત્રી એકાંત ઠેકાણે જઇ સુઇ રહ્યાં, પણ સંસારની વાતમાં ભટજી સમજ્યા નહી ત્યારે સ્ત્રીએ તેને શીખવ્યો, હવે કેટલાએક દીવસ પછી પોતાની સ્ત્રી સાથે લઇને બાપના ગામ તરફ જાય છે રસ્તામાં બંનેને બહુજ તરસ લાગી પણ પાણી કાંઇ દીઠું નહી, પછી એક બાવાની તુંબડીમાં પાણી દીઠું તે માગવાથી બાવાએ આપ્યું તો ખરૂં પણ તે નવટાંકને આશરે હતું તેથી સ્ત્રી કહે કે પાણી તમે પીઓ અને પુરૂષ કહે કે તું પી એમ કરતાં કંઠ સુકયાથી બંને મરણ પામ્યા. એવામાં પાર્વતી બંનેને મરેલાં જોઇ શીવને કહેવા લાગ્યાં કે આને સજીવન કરો? ત્યારે શીવ કહે કે સજીવન કરૂં તો ખરા; પણ આગળ પાછાં મને નડશે, માટે તું હઠ મુકી દે. પારવતી કહે કે ગમે તે થાય પણ એ બંનેને જીવતાં કરો, પછી પાણી મંત્રીને છાંટયું એટલે સજીવન થયાં અને તુંબડી હતી તે શીવના પ્રભાવથી પાણીથી ભરાઇ ગઇ, તે જોઇને બ્રાહ્મણે પોતાની જોળીમાંથી લાડવા હતા તે કહાડીને ખાધા અને તુંબડીમાંથી પાણી પીધું અને ગામની ભાગોળે આવીને શીવના દેહરામાં ઉતાર્યાં એવામાં વીષય કરવાની તેમની મરજી થઇ પણ જગાની સંકડાશને લીધે શીવનું લીંગ તેમને અડચણ કરવા લાગ્યું જેથી તે ઉખેડી નાંખ્યું અને ભોગ કરવા મંડયા.

છપ્પો— કામીને નહી શરમ, કામી જન ધરમ ન ધારે;
કામીને નહી લાજ, કામી જન મરે ને મારે
કામીને નહી ભાન, કામી તે કાંઇ ન વિચારે;
કામીને નહી શુધ, જ્યારે કામાતુર થાએ;
કામી કરમ કરે ઘણું, ન ગણે પુન કે પાપ.

કામી સમો પાપી નહી, કહું છું સાચી વાત

તે વારે શીવજી પારવતીને કહે જે મેં તને કહ્યું નહોતું કે આને જીવાડવાથી હરકત કરશે. જો મારી મુરતી એણે ઉખેડીને ફેંકી દીધી. તે વારે પારવતી કહે કે તમે તમારૂં સ્વરૂપ બદલીને તેના પાસે જઇ બીવરાવો, પછી શીવજી બાવાનો વેશ લેઇને દેરામાં આવીને કહે અરે દુષ્ટ તમે નીકળો નહી તો શ્રાપ દઇશ. પેલાં બંને જણુ કહે જે અહીંયાં તારા બાપનું શુ લાગે છે! એ રીતે કહીને બંને જણુ મારવા મંડયા. તેથી શીવજીએ શ્રાપ દીધો કે તમારા સાત ભવ વીજોગમાં જજો, તે સાંભળતાં વાતજ બે જણાં ભાન વગરનાં થઇ ગયાં અને ત્યાથી બેઠાં થઇને વીચાર કરતાં કરતાં વહાણું વહી ગયું ને સ્ત્રીનો ધણી ગામમાં ખાવાનું લેવા ગયો એવામાં રાજાનો કુંવર રમવાને નીકળ્યો હતો તે ત્યાં આવી ચડયો, ને સ્ત્રીને જોઇને કામવશ થયો, અને કહે કે તું મારી થા રાણી અને મારે ઘેર ચાલ જો સમી રીતે ચાલીશ તો ઠીક છે નહી તો જબરાઇથી લઇ જઇશ, તે સાંભળી સ્ત્રીએ વિચાર્યું કે હમણાં તો ગયા વગર છુટકો નથી, એમ ધારી તે કુંવરની સાથે ગઇ. અને કહે કે હાલ મારે છ માસનું વ્રત છે તેથી કુંવરે તેને એક મેહેલ રહેવા સારૂ આપ્યો, હવે તેનો ધણી આવીને જુવે છે તો પોતાની સ્ત્રી દીઠી નહી તેથી દુઃખ પામ્યો અને કાશીએ જઇ કરવત મુકાવ્યુ હવે એક રાતે પેલી સ્ત્રી મેહેલમાંથી નીકળી પુરૂષનો વેશ પહેરીને ઘોડે બેઠી; અને તેને એક રાવતે દીઠી તેથી તે પાછળ પડયો થોડેક દુર ગયા પછી પેલીએ રાવતને દીઠો, ત્યારે વિચાર્યું કે આ મારૂં શીર કપાવશે માટે એને બોલાવું તો ખરી, એમ ધારીને કહ્યું કે તું કોણ છે. રાવત કહે હું

રાજાનો ચાકર છું પણ જો તું મારી સ્ત્રી થાય તો તને કાંઇ દુઃખ આવવા નહી દઉં ત્યારે તેને વિચાર્યું કે હાલ તેની મરજી મુજબ હા કહું ને પછી એનો પણ ઘાત ઘડીશ એમ ધારી તેને સાથે રાખ્યો તેવામાં એક ગામ દેખીને પેલા રાવતને કહ્યું કે ખાવાનું લઇ આવ દેલો રાવત ભરૂસો રાખીને ગામમાં ગયો તેજ વખતે પેલીએ ઘોડો સટકાવી દીધો અને તે કાશીએ ગઇ ત્યાં જઇ કરવત વાળાને પુછયું કે ભાઇ! અહીં કોઇ બ્રાહ્મણ આવ્યો હતો! તે વેળા કરવતવાળો કહે કે હા એક આવ્યો હતો તેને મહાદેવે શ્રાપ દીધો હતો કે તારા સાત ભવ વાંજોગે જજો! તેથી તેને મને કહ્યું કે મારો શ્રાપ નીવારણ કરવા કરવત મુક? તેવારે મેં કહ્યુંકે મહાદેવજીનો શ્રાપ મટશે નહી અને તું કરવત મુકાવીશ તો એક ભવનું ફળ દેહ મુકાયાનું મળશે. એમ કહીને કરવત મુકાવ્યું તેની થોડીવારજ થઇ છે, તે સાંભળીને તે સ્ત્રીએ પણ ઘોડો ને બીજો સામાન ધરમાદા કરીને પોતે પણ કરવત મુકાવ્યું ત્યાંથી મરીને બંને જણ ચકલી અને ચકલો થયાં ને વનમાં રહેવા લાગ્યાં. એવામાં તે બંને એક ઝાડની ઘટા ઉપર બેઠાં છે ત્યાં એકદમ દવ લાગ્યે તે દવ બેઠેલા ઝાડની નજીક આવ્યો અને તે પણ બળવા માંડયું તેથી તેના પાંદડાં બળી નીચે પડવા લાગ્યાં માંહેમાંહે એક બીજાને કહેવા લાગ્યાં.

દોહરો—પાન વછુટયાં જોને ડાળથું, ને વળી સુણો વનના રાય;
અબ આપન કબ મીલીંગે, હવે દુર પડંગે જાય.

પાંદડાં કહે છે—અરે ભાઇ આપણે જુદા પડીએ છીએ તે હવે ક્યારે મળીશું? ત્યારે ઝાડ બોલ્યું કે આપણું મળવું તો ઘણું મુશ્કેલ છે, કારણ કે તેમાં આપણો કાંઇ ઉપાય ચાલવાનો નથી કે અહીંથી અગીએ પણ પેલાં જાનવર બીચારાં બેઠાં છે તે કાંઇ કરતાં ઉડી

જાય તો જીવતાં રહે.

દવ બળતો તે દેખીનેરે, કાંઇ તરૂવર ડગે સુણ રાય,
અમેતો બળીએ પાંખો વીના, જુંડા પંખી ઉડી કેમ ન જાય.

ઝાડ કહે છે હે પંખી! તમે પાંખોવાળા છો તે ઉડી જાઓ. અમારે પાંખો નથી માટે બળીશું પંખીએ કહ્યું કે:—

ફળ ખાધાં ઘર કર્યાં ને વળી બેશીએ રોજ તમારી ડાળ;
તમે બળો ને હમે ઉડીયે, તે પ્રીત કેમ પરખાય.

હે તરૂવર! અમે નીરંતર તારાં ફળ ખાઇએ, અને વળી તારાં ઉપર ઘર કરીને રહીએ, તારી ડાળઉપર બેશીએ અને હવે તું બળેને અમે જીવીએ એ વાત ઠીક નહી માટે અમે તો તમારા ભેગાં બળીશું.

હળદી તો જદી તજે ને વળી ચુનો તજે સફેત,
દોનું મીલે કંકુ ભયા, માટે બર્લ હારી તેનું હેત.

પંખી કહે છે કે હે ભાઇ! સાંભળ? જેમ હળદર ચુનો ભેગાં થાય છે તે વેળા હળદરની પીળાસ મટી જાય છે અને ચુનાની સફેતી મટી જાય છે ને પછી કંકુના જેવા લાલ રંગ થાય છે માટે હમે પણ તેવીજ પ્રીતી કરનારાં છીએ તે કેમ ઉડી જઇએ એમ કહીને બંને બળી મુંઆં, ત્યાંથી ત્રીજા ભવમાં હરણ અને હરણી થયાં તે ઘાસ ચરવાને જાય છે તેવામાં એક પારધીએ તેમને ઘેર્યાં તે વેળા હરણો કહે છે.

પાપી પારધી ક્યાંથી આવીઓને કાંઇ લેવા હમારારે પ્રાણ;
વગર વાંકે અમને મારીશ તો, તેમાં તાહારૂં શું સરશે કામ.

પાપી તું! અમારા વગર વાંકે પ્રાણ લેવાને ક્યાંથી આવ્યો? અમને મારવાથી તારૂં શું સારૂં થશે? તે સાંભળી પારધી કહે છે.

હુંતો પાપી છું નહી પણ, કાંઇ મોકલ્યો રાજાએ મને અહિં;
ભક્ષણ કરવા તેહને, હું તો લઇ જઇશ તમને તહિ.

હે હરણુ! હું તો પાપી નથી પણ રાજાએ મને મોકલ્યો છે તેથી હું તમને ત્યાં લઇ જઇશ એમ કહે છે તેટલામાં હરણો કુદકો મારી ને નાસી ગયો. અને હરણી પકડાઇ ગઇ તેને ઝાલીને લઇ જાય છે તે વારે હરણી બોલી.

ભાઇરે વીરા મારા પારધી તું કાંઇ દયા કરી મને છોડ.

સ્વામી માહરો નાશી ગયો કે, જેથી ભાગી પડી મારી જોડ.

એવી રીતે હરણીનું બોલવું, જોઇને પારધીને દયા આવી, તેથી તેને છોડી દીધી, પછી તે હરણી હરણુને ખોળવા નીકળી એક પ- ર્વત પાસે તે હરણુને મુવેલો દીઠો; તેથી પોતે પણ માથું કુટીને મ- રણ પામી ત્યાંથી મરીને હંસ હંસલી થયાં તે એક દીવસ વનમાં ચરવાને નીકળ્યાં હતાં તેવામાં એક મોટો નાગ આવ્યો તે બંનેને ગળી ગયો તે વખતે બંને જણુ પરમેશ્વરનું નામ સંભાર્યું તેથી કરીને હંસલીનો જીવ દેવપુર નગરને વીશે સતવાન રાજાની કુરમતી સ્ત્રીને પેટે દીકરી થઇ અને તેનુ નામ ગુણવતી પાડયું હવે તે ગુણવંતીના બાપે તેનો વીવાહ તે વલભ કુવરના સાથે કીધો, અને તેની માએ તથા તેના ભાઇએ અને કાકાએ જુદે જુદે ગામ વીવાહ કીધા એવામાં લગનને વીશે તે ચારે જણ પરણુવા આવ્યા તે માંહો માંહે લડવા મંડયા તે જોઇને ગુણવંતી કન્યા ક્રોધ કરીને વીચારવા લાગી, જે માહરા વાસ્તે આ લડી મરે છે માટે મને ધીકકાર છે એમ ધારીને અગ્નીમાં બળી મુઇ તેની સાથે એક જણ મોહ કરીને ભેગો બળી મુઓ અને બીજો રાજ છોડીને દેશાંતર નાશી ગયો. ત્રીજો તેનાં હાડકાંને રાખ ગંગામાં વેવરાવી આવ્યો. અને ચોથો વલભ નામનો કુવર પોતાને ઘેર જઇને સ્ત્રીનો પીંડ મુકીને જમવા લાગ્યો હવે જે દેશાવર નાશી ગયો હતો. તેને વનમાં

ફરતાં ફરતાં એક જોગી મળ્યો તેને કહે છે કે હે મહારાજ હું દુઃખીઓ છું માટે આજની રાત તમારા મઠમાં સુવા દો બાવો કહે ઓ સામી ઝુપડી મે' સોજા! પછી સુતો મધરાતને સમે પેલાને ઉંઘેલો જાણીને બાવો ઉઠીને એક ભોંયરામાંથી મડદુ લાવ્યો તે મડદુ એક બાદશાહની ઓરતનું હતું તે જોગી કબરમાંથી કહાડી લાવેલો હતો તે દહાડે ભોંયરામાં મુકી આવતો અને મધરાતે પોતાના મઠમાં લાવીને અમરીત છાંટી સજીવન કરીને તેની સાથે ભોગ કરતો તે પેલા રાજાના છોકરાએ દીઠું એટલે વીચાર કરવા લાગ્યો કે આ જોગીએ જે પાણી છાંટયું કે કયાંથી અને કયાં મુકે છે તે જોવું જોઇએ, એમ ધારી હળવે રહીને બહાર નીકળી જોગી ને અમૃતનો શીશો મુકતાં દીઠો તે જોઇને પોતે સુઇ રહ્યો સવારમાં જોગી ફરવા નીકળ્યો તે વેળા પેલા રાજકુંવરે છાનોમાનો અમૃતનો શીશો બાવાના મઠમાંથી ચોરી લીધો, અને જ્યાં સ્ત્રી બળી મુઇ હતી ત્યાં આવીને શીશામાંથી અમૃત છાંટયું એટલે બંને બળી મુવેલાં સજ થઇને ઉઠયાં તે વાતની ગામો ગામ ખબર થવાથી પ્રથમની પેઠે ચારે જણુ એકઠાં થઇને જુધ કરવા માંડયું તેવામાં તે કન્યાના બાપે નગરમાંથી મોટા ને હુશીયાર સાહુકારને બોલાવીને કહ્યું કે તમે પંચાત કરો કે આ કન્યાનો વર ખરેખરો કયો તે સાંભળી પંચાતીએ ખુબ વીચાર કરીને કહ્યું કે સાંભળો જેને જીવતાં કર્યાં તે તો બાપ થયો, અને જે નદીમાં નાખી આવ્યો તે દીકરો થયો. દીકરો હોય તેજ વહેરાવે અને તેના ભેગો બળી મુઓ હતો તે પાછો તેનીજ સાથે જન્મ પામ્યો, તેથી તેનો ભાઇ થયો અને જે પીંડ મુકીને ખાતો હતો તે સ્વામી થાય; માટે તેને પરણાવી જોઇએ. એ રીતે પંચાતીએ ઇન્સાફ કીધો, ત્યારે રાજાએ વલભ

કુંવરને તેની દીકરી પરણાવી તે પોતાના નગરમાં ગયો એક દીવસ તે સ્ત્રી અને ભરથાર બંને જણુ ગામ બહાર હવા ખાવાને ગયા છે ત્યાં એક મોટો વાઘ આવ્યો તે રાજકુંવરને મારી નાખીને જંગલમાં લઇ ગયો, એટલે રાણી જંગલમાં ખોળવા ગઇ તે ઘણા દીવસ સુખી તરશી ફરતી એક પહાડની નજીક આવી ને વીચાર કરે છે કે કદી વાઘ મારા સ્વામીને ખાઇ ગયો તો નહી હોય! એટલામાં એક ચોરે તે બીચારીને લુંટી લીધી, તેથી ઘણું દુઃખ પામી ને એક કુવામાં પડીને મરણ પામી, તે વાંદરી થઇ ને રાજકુંવર પણ મરીને વાંદરો થયો, તે વાંદરો ને વાંદરી આ ઝાડ ઉપર બેઠા એજ છે. એ જીવોને તમારા શ્રાપથી ત્રણ ભવ સુધી દુઃખ પડયું માટે હવે તો તેમને વીજોગ ટાળી સુખી કરો? તેવારે મહાદેવજી કહે કે હે પારવતી! તું ધીરજ રાખ? હવે એમને ધીરે ધીરે સુખ થશે.

ધીરે ધીરે રાવતાને, ધીરે ધીરે સબ કુચ હોય;
માળી સીંચે શોગણુ પણ રત વીના ફળ ન હોય.

શીવ કહે, પારવતી ધીરે ધીરે સઘળુ કામ થાય છે. માળી ચાહે તેટલું પાણી ઝાડને પાય, પણ રૂતુ વિના ફળ થાયજ નહી; માટે જે વારે એમને માણસોનો ભવ હવે આવશે તે વારે સુખ અને સંજોગ થશે, ત્યારે પારવતી કહે છે કે આ વખતે અમૃત ચોઘડીઉ છે. માટે હમણાંજ આ વાવમાં બંને જણુ પડે તો માણસ થઇ જાય? એવો આ વાવનો મહીમા છે.

ઉંચા તારા ડગમગ, ને વળી નીચેરી મહાજળ વાવ;
તેમાં પડે દો જનાવરાં તો વળી સરજે નરને નાર,
ચોપાઇ—સરજે નરને નાર, વળી ઇશ્વર તો એમ કહે;

એ નાળીએરી વાવ, અવતાર તો અમર રહે;
આપ્યું સીંહાસન રાય, રાજ કરે ચકવે;
અનેક જુગ વહી જાય, અવતાર તો અમર રહે.

એવી રીતે કહી પારવતીને લેઇને ત્યાંથી ચાલી નીકળ્યા શીવે કહેલું પેલી વાંદરીયે સાંભળ્યું, અને વાંદરાના સાંભળવામાં આવ્યું નહીં તેથી વાંદરી વાંદરાને કહે છે

દોહરો—સાંભળ જુંડા વાંદરાને, તારૂ હઇયું રાખ નીરધાર;
પડીએ અમૃત વાવમાં તો વળી, આવે મનુષ્ય અવતાર.

હે વાંદરા। આપણને શીવે કહ્યું તેથી વાવમાં પડીયે તો મનુષ્ય થઇએ ? તેથી વાંદરો કહે છે.

દેવી પોતાની બાળી કરીને, બાવો ચોળે જોને રાખ;
વાંદરી મેં ઇશ્વરારે, એવા લંગોટા ફરે જોને લાખ

સ્ત્રી। એમને ઇશ્વર કેમ કહેવાય ? એવા તો રાખ ચોળી જટા વધારી લંગોટા વાળી ઘણાએ બાવા રખડે છે, માટે હું તો નહીં પડું ? જો એવાનું કહ્યું કરીએ તો જીવ ખોઇએ?

પછી વાંદરીએ ઘણુંએ કહી સમજાવ્યો; પણ વાંદરાએ માન્યું નહી એટલે થાકીને વાંદરીએ તે વાવમાં શ્રી રામ કહીને પડતું મુકયું પડતા વેતજ સોળ વરસની ઇંદ્રના ઘરના જેવી અપસરા થઇ રહી તેમા પોતે નગ્ન શરીરે ઉભી છે પછી વાંદરો તે જોઇ મહા મોહીત થઇ ગયો ને પોતે તેની પાછળ વાવમાં પડવા માંડયું, એટલે સ્ત્રી બોલી.

સાંભળ જુંડા વાંદરને, વળી હવે માં ભરતો ફાળ;
અમરત ચોઘડીયું વહી ગયુંને, હવે સામો ઉગતો કાળ.

હે જુંડા વાંદર હવે તું પડીશ તો મરી જઇશ, કારણ કે પળ ગઇ જો તું મારી સાથે પડયો હોત તો તારૂં કામ થાત એવું

સાંભળી વાંદરો મનમાં ઘણો પસ્તાઇ શોક કરવા લાગ્યો ને સ્રીને કહે છે.

અમે તે વન કેરાં વાંદરાંને, વળી ફરીએ તે ડાળે ડાળ;
તુંરે વાંદરાની સુંદરી તને લઇ જાશે ભુપાળ.

હે ભુંડી! હવે મારા શા હાલ થશે? તને તો આવી રૂપવંતી જોઇ રાજા લઇ જશે ને મારે ડાળે ભટકવું પડશે ત્યારે સ્રી બોલી કે તું શીદને ચિંતા કરે છે? તને મુકીને હું કદી જાઇશ નહી! તું પહેલેથી તક ચુકયો ને હવે વીમાશે શું વળે? તો તું વનમાં જઇ વનફળ લઇ આવે તો આપણે બંને ખાઇએ પછી વાંદરો વનમાં ફળ લેવા ગયો, એવામાં હીરાસેન રાજા તેનો પ્રધાન તથા એક ધાંયજો ત્રણે જણુ શીકાર રમી પાછા ઘેર જતા હતા તેઓ વાવ્ય ઉપર આવ્યા ને વાવ્ય ઉપર એક વૃક્ષ હતું, ત્યાં જઇ બેઠા ને રૂપાની ઝારી ધાંયજાને આપી, તેને વાવ્યમાં પાણી ભરવા મોકલ્યો પછી ધાંયજો ઝારી લઇ જેવો વાવ્યમાં એક બે ને ત્રણ પગથીયે ઉતર્યો, એટલે પેલી સ્રીએ ધાંટો કહાડીને કહ્યું કે ખબરદાર કોણ આવે છે? તે ધાંયજાએ ઓચીતો અવાજ સાંભળ્યો ને બીન્યો તેથી હાથમાંથી ઝારી પડી ગઈ.

સોહલો—ખડ ખડ ઝારી હાથશું પડી, માથેથી પાઘડી ઉડી પડી
જોડા વીસરી ત્યાં રહ્યા ભુમ પાડી રાજા આગળ ગયો.

ધાંયજો ધ્રુજતો ધ્રુજતો ઉઘાડે માથે રાજા પાસે આવ્યો.રાજાએ પુછયું પાણી લાવ્યો? ધાંયજો કહે મહારાજ બળ્યું તમારૂં પાણી હું તો મારા છોકરાના નશીબે માંહીથી જીવતો આવ્યો? હું માંહી ઉતર્યો ને એકાએક એવો મોટો ભયંકર અવાજ થયો કે તે સાંભળી બી મુઓ ને ઝારી હાથમાંથી વાવ્યમાં પડી ગઇ. પાઘડી માથેથી પડી ગઈ માથે જોડા મુકી નાઠો છું તે હજુએ સમો

વળ્યો નથી તે સાંભળી રાજા હાથ તરવાર લઈવાવ્ય ઉપર આવ્યો ને વાવ્યમાં એક પગથીયું મુકીને બીજે પગથીએ ઉતર્યો કે મહીથી ગણુગણાટ કરતો અવાજ થયો તે સાંભળી ત્યાં રાજા અમચાઇને ઉભો રહ્યો, પછી સ્ત્રી માહેથી બોલી કે કોણુ આવે છે? હું નગનક્ષુ રાજાએ કહ્યું ડાકણુ કે ચુડેલ છે? ત્યારે તે બોલી કે હું દુઃખની. મારી સ્ત્રી છું પણ અનવસ્ત્ર છું ને તમે પુરૂષ છો તેથી તમને ના કહું છું પછી રાજાએ પોતાને ખભે દોપટો હતો તે વાવ્યમાં નાખ્યો. એટલે તે લેઇ પહેરીને ઉભી રહી, પછી રાજા હીંમત ચલાવી વાવ્ય માં ઉતરયો ને જુવે છે તો મહા પુરૂષવંતી કોઇ ઈંદ્રની અપછરા જેવી દીઠી, તેને જોઈ રાજા અંજાઈ ગયો, અને સ્ત્રીને કહ્યું કે તું મારી સાથે ચાલ? હું રાજા છું. તારે જે જોઇએ તે હું આપીશ સ્ત્રીએ કહ્યું કે તમે મને વચન આપો! પછી રાજાએ વચન આપ્યું. એટલે સ્ત્રીએ કહ્યું એક વાદરો છે તે પ્રાણુ છે તેને સાથે રાખવો ને બીજું એ કે હું તમારી સાથે છ માસ પછી લગ્ન કરીશ રાજાએ કહ્યું કે એમ કરજે! પછી ધાંધજો રાજાના કહેવા પ્રમાણે ગામમાં જઈ રથ લઈ આવ્યો એટલે રાજા સ્ત્રીને કહે છે કે આમાં બેસો! હવે પેલો વાદરો વનમાં ગયો છે અને તે નથી આવ્યો માટે સ્ત્રી વાર કરે છે કે જો તે આવે તો હું તેને સાથે તેડી જાઉં ને રાજા ઉતાવળ કરે છે પછી સ્ત્રી હાથ જોડીને વાવ્યને અરજ કરે છે કે હું હવે તારાં દર્શન કયારે કરીશ, એમ કહી વાવ્યને કહે છે.

દોહરો—છેલસંગી વાવડી ને, વળી રહિ ગઈ ઠામો ઠામ;
તારાંરે જળ હવે નહિરે પીઉને, જો હેત હમારે ગામ.
છેલ સંગીતા વાવડીને, જુગતે બંધાવીરે જોય;
સોને જડાવું તારાં પગથીયાંને વળી નગર અમારોરે હોય.

હે વાવ્ય માતા! તું મારે નગરે આવતી હોય તો તારો પગ ધોયા સોને જડાવું એટલામાં રાજાએ હાક મારી પણ પેલો વાંદરો ન આવ્યો પછી પોતે બહાર જઈ રથમાં બેઠી એટલે સીપાઈઓએ પડદા નાંખી દીધા ને રાજા ગામ ભણી ચાલ્યો. એવામાં પેલો વાંદરો ફળ લઈને આવ્યો તો સ્ત્રી દીઠી નહિ એટલે શોકાતુર થઈ ફળ બળ નાંખી દીધાં ને કુદકો મારી ટોચ ઉપર ચડયો. લાંબી નજરે જુવે છે તો રથ જતો દીઠો, તેથી જાણ્યું કે મારી સ્ત્રી જાય છે. પછી રીસ ચડાવી પુછડું ઉંચું કરી હુકાહુક કરતો ને દાંત કરડતો થેકડો મારતો ચાલ્યો ન રથ પાસે આવીને ક્રોધ કરી રથ ઉપર જાય છે. એટલે સીપાઈઓએ તેને હાંકવા માંડયો તેથી વધારે રીસ કરી શીપાઈ ઉપર દાંત કચડતો સામો ધસવા લાગ્યો. એવામાં સ્ત્રીએ અવાજ સાંભળ્યો એટલે રાજાએ કહ્યું કે હે મહારાજ તમારૂં વચન તે આવુંજ કે સીપાઈઓને વાર્યા કે તમે એને મારશો નહિ? એવામાં સ્ત્રીએ પડદો ઉઘાડી બહાર મોં કહાડી જોયું એટલે પેલો વાંદરો થેકડો મારી રથમાં પેશી ગયો. તે પછી રાજાએ રાણીને એક દંડીયા મહેલમાં રાખી રાણી પોતાના વાંદરાને સોનાની સાંકળ બાંધી પલંગે બાંધી રાખે છે. રાજા કોઈ વખત પાસે જાય તો સામા સામા ખુરશી નાખીને બેસવું પડે, જો રાણીના ચડમાં જવા જાય તો વાંદરો ડોળા કહાડી કરડવા જાય; પણ રાજાને રાણી પાસે આવવા દે નહિ પછી રાજાએ વીચાર કર્યો કે આ વાંદરો જાય તો પછી નીરાંતે વાત થાય નહી તો એ આપણને જંપવા દેશે નહી, એવું જાણી માનીતી રાણી પાસે આવ્યા ને કહ્યું કે આ સ્ત્રી પાસેથી વાંદરો આઘો કઢાવો તો ઠીક કેમકે મેં તો એને વચન આપ્યું છે તેથી મારાથી કહેવાય નહીં ને તમે બે વાતો સમજાવીને કહો? એમાં

સો શું ? જઇને એક ઘડીમાં કઢાવું છું, એમ કહી; લુગડાં પહેરી તે રાણીને મહેલ ગઇ. ત્યાં રાણીએ માન આપી પોતાની પાસે બેસાડયા પછી માનીતી રાણી કહે બાઇ આ જનાવર આપણા દરબારના પાંજરામાં મોકલો ? ત્યાં ઘણી જાતનાં જનાવર પાળેલાં છે તે ભેગો રહેશે; તમે તેને પાસેને પાસે શું રાખી મુકો છો ? કોઇ જુવે તો એમ કહે કે રાણીને બીજાં કંઇ જાનવર ગમતાં નહી હોય કે તે આ વાંદરા પાળે છે. એના વગર દરબારમાંથી મેનાં પોપટ એવી તરેહનાં જનાવર લાવીને પાંજરામાં રાખો ત્યારે રાણીએ કહ્યું કે એને તો એક ઘડી પણ માંરાથી અળગો નહી કરૂં ? ત્યારે માનીતીને રીસ ચડી ને લાંબો હાથ કરીને કહ્યું કે બળ્યા તમારા ઢંગ, આવું કદરૂપ જનાવર તે પાળતાં હઇશું તેવું વાંદરાએ સાંભળ્યું. એટલે રીસથી પેલી માનીતી રાણી ઉપર ઉછંગ મારીને તેનું નાક કરડી ખાધું. માનીતી રાણી લોહીચુતી જીવ લઇને નાઠી ને રાજા પાસે આવી કહ્યું કે મારૂ તો નાક ગયું જેવા રાજા મહા કોપાયમાન થયો કે કોઇક દીવસ આપણો પણ એ ઘાટ થસે. માટે હવે તો તે એને નકી કાઢવોજ એવું નકીજ કર્યું ! એટલામાં એક મદારી રમત રમવા આવ્યો રાજાએ મદારીને કહ્યું કે તુ રાણીને ખુબ ખુશી કર કે તને રાજી થઇ કંઇ વચન આપે તે વચન લઇ તુ રાણી પાસે જે વાંદરો છે તે માગી લે એમ કહી રાજાએ મદારીને પચાસ રૂપિંઆ આપ્યા તે લઇ મદારીએ રાણીના મહેલ સામે આવી રમત કરવા માંડી, એટલે રાણી વાંદરાને લઇ ઝરૂખામાં આવી બેઠાં. પછી મદારીએ ખુબ રમુજી રમત કરી રાણી પાસે વચન માગ્યું રાણીએ વચન આપ્યું એટલે મદારી કહે કે આ વાંદરો છે તે મને આપો ! રાણીએ વીચાર્યું કે ના કહું તો વચન જાય તેથી વાંદરો આપો

ને કહ્યું કે આજથી છ મહીને આ વાંદરાને બરાબર શીખવીને પેહેલ વહેલો મારી પાસે આવજે હું તને કાંઇ ઇનામ આપીશ. હવે મદારી વાંદરો લઇને જાય છે જતાં જતાં વાંદરો રાણીને કહે છે.

ખાઓ પીઓને ધન વાવરોને, વળી કાપડ પહેરોને સાર;
તમ માટે અમ વેચાયા રે, ભુંડી મદારીને દરબાર.

હે શ્રી? તું હવે ખા પીને મજા કર, હું તો હવે જાઉં છું. વાંદરાના આંખમાંથી આંસુ ચાલ્યાં જાય છે, તે જોઇ સ્ત્રી કહે છે.

વચન ચુકયો વાંદરાને ભુંડા બોલી લજવે તું તો વેણ,
તુજ ઘટ સાલે મોરી પ્રીતડીને, વળી મુજ ઘટ સાલે તારાં નેણુ.

હે વાંદરા? તું વળી ચુકયો ને હવે શું બોલે થવાનું તને મારી પ્રીતડી સાલે છે ને મને તું રૂવે છે તે તારાં નેણુ સાલે પછી મદારી વાંદરાને લઇ ઘેર ગયો, છ મહીના થયા એટલે રાજાએ પરણવાની તૈયાર કરી લગ્નના બે ત્રણ દીવસ બાકી રહ્યા છે એટલામાં પેલો મદારી આવ્યો. રાણીએ પોતાના સોનેરી ચોકમાં રમવા બોલાવ્યો. રાજા પણ પ્રધાનને સાથે લેઇ આવ્યો ને મદારીએ રમત ચાલતી કરી તેણે વાંદરાને ખુબ રમાડયો; તેથી રાજી થઇ રાણી અને રાજાએ શીરપાવ આપ્યો. પછી મદારીએ વાંદરાને કહ્યું કે તું રાજાને સલામ કર એટલે વાંદરાએ રાજાને સલામ કરી ને રાણીને સલામ કરવાનું કહ્યું એટલે પુંઠ ફેરવી બેઠો, એટલે મદારીને રીસ ચડી એટલે વાંદરાને પાંચ સાત લાકડી ઝપાટી દીધી તેથી વાંદરાની આંખમાંથી આંસુ આવ્યાં તે જોઇ રાણી કહે છે.

સુણ સુલક્ષણા વાંદરાને તું તો ભરી ન શકયો ફાળ;
તારે શરીરે પડે જોને લાકડી, તે તો મારે શરીરે ઉઠે ઝાળ,
હે? વાંદરા તારાથી ફાળ ન ભરાઇ તેથી તને દુઃખ પડે છે,

ને તારા આંસુ જોઈ મારા શરીરે ઝાળ ઉઠે છે પછી રાણીએ પોતાનો નવ લખનો હાર હતો તે તોડી નાંખ્યો, એટલે મદારી વાંદરાને મારતો છુટો મુકી મોતી વીણુવા લાગ્યો; વાંદરો છુટો થયો એટલે વીચાર્યું કે રાંડ રાતે સુખ ભોગવે છે ને મને માર ખવરાવે છે માટે લાગ આવ્યો છે તેથી કુદી રાંડનું ડોકુ મરડી નાખું, એમ ધારીને ઠેકડો માર્યો ને એક ધાણુ ઝાલ્યું પણ ધાણુ તુટી પડયું એટલે તે નીચે પડયો ને તરતજ પ્રાણ નીકળી ગયો તે જોઇ રાણીએ મદારીને કહ્યું.

ચોપાઇ—તોડુરે નવસર હાર જુંડા મોતી વીણુવા રહ્યો;

હમણાં હતો કરમાંય, મદારી વાંદર કયાં ગયો.

મદારી વાંદરા સામૂ જુવે છે તો મરી ગયેલો દીઠો પછી રાણીએ વાંદરાને મરી ગયેલો જોઇ વીચાર કરે છે.

દોહરો—ઉડ હઇડા તર પાખડીને, હવે જીવીને શુરે કરેશ,

જેશું બંધાણી મારી પ્રીતડીને, હું તો તેના ભેગી મરેશ,

રાણીએ ધાર્યું કે મારો જે જન્મ ધણી તે મરી ગયો તો હવે તેની પાછળ મરવું એમ કહી પડવા જાય છે એટલે રાજા તેને ઝાલવા ઉઠયો, પછી તેની સાથે પ્રધાન પણ ઉઠયો રાણી પડી એટલે રાજા પડયો ને પ્રધાન રાજાને ઝાલવા ગયો તે પણ પડયો. એવો બનાવ જોઈ મદારી ગભરાયો કે હવે મારી શી વલે થસે, માટે હું પણ એકદમ અહીંથી જાઉં, એવી રીતે ત્યાં આગળ પાંચે મરી ગયાં.

હવે વાંદરો મરીને રાજા શાલીવાહનને પેટે અવતર્યો તેનું નામ સદેવંત પાડયું ને તેજ ગામના નગરશેઠ પદમશાને ઘેર પુત્રી અવતરી તેનુ નામ સાવળીંગા પાડયું અને જે હીરાસેન રાજા હતો તેનું મન તો પરણુવામાં ને પરણુવામાં રહી ગયું તેથી મારા નગરમાં

આણુંકચંદ શેઠને ઘેર અવતર્યો તેનું નામ રૂપાસા પાડયું ને પ્રધાન જ મનરંજણો ચતુર હતો તે લાલોબારોટ થયો ને જે મહારી હતો તે રાણીનું રૂપ જોઇ મોહીત થઇ ગયો હતો, તે રાંડીરાંડને ઘેર તેને પેટ છોકરો થઇ અવતર્યો, પણ રાંડીરાંડની ફજેતી થાય તે માટે તે છોકરાને લઇ વગડામાં મુકી આવી તે બાલા ધુંધરીમલની નજરે પડયો એટલે પોતે પોતાના મઠ ( આશ્રમ ) માં લાવી મોટો કર્યો તેનું નામ ગોરખો પાડયું. હવે સદેવંત જ્યાં બાર વરસનો થયો એટલે તેનું રૂપ અને જોબન કામરૂપ જેવુ થઇ રહ્યું પોતે રોજ સાંજ પડે કે પોતાના રેવત ઉપર જવાહીરનું રત્ન જડીત પલાણ માંડી પોતે સ્વાર થઇ હવા ખાવા નીકળે સાવળીંગા પણ એવી મહા તેજસ્વી ઇંદ્રના ઘરની અપસરા જેવી ભણી ગણી ચતુર થઇ છે, તે પોતે દરરોજ નીશાળે જાય છે, ને પોતાના મહેલમાં તેના પીતાએ સદાવત બાંધ્યું છે કે કોઇ અભ્યાગત માગવા આવે તો તેને આપે, પણ પાછો ન કહાડે સાવળીંગા ઘણા શોભીતા શણગાર પહેરીને પોતાની સોલસે સાહેલીઓને લઇ રોજ સાંજના વખત નવ ડેરીએ ગરબા ગાવા જાય છે, એવામાં એક દીવસ બાવા ધુંધરીમલના ચેલા ગોરખે કહ્યું કે મહારાજ તમે તમારી જટા કેમ ચોળતા નથી ત્યારે ગુરૂએ કહ્યું કે બચ્ચા, બસ્તીમેં મંગનેકું જાના પડતા હે સો ફુરસદ નહી મીલતી ત્યારે ગોરખે કહ્યું કે મેં મંગનેકું જાઉં? બચ્ચા જાવ તો સહી પીર લાલાબારોટકી પોળમાં મત જાના? ગોરખો કહે. ઠીક મહારાજ. પછી ગોરખો માથાના કેશ છુટા મેલી અંગે ભભુત અંચળો, ઝોળી, ડંડો, પાત્રપાવડી. ચકમક ચીપીઓ સેલેસીંગી અને કપાળે સીંદુરનો અરચા કરી હાથમાં ડંડો લઇ કછો બીડી જોગી બની વસ્તીમાં ચાલ્યો. એક શેરી અને બીજી શેરી ને ત્રીજી શેરીમાં

અલેક જગાડતો જાય છે કે એક બધરી બોલી, મહારાજ! તમે લાલાબારોટની પોળમાં જાઓ કે ત્યાં પદમશાશેઠની છોડી સાવળીંગા તમને મુખ માગ્યું આપશે એવું સુણી ગોરખો ગુરૂનું વચન ન માનતાં તે લાલાબારોની પોળમાં ગયો. કમરે ઘુઘરા કસી દીધા હતા તે સાંભળી કુતરાં ભસવા લાગ્યા, એવા ડોળથી પદમશા શેઠની હવેલીમાં સોનેરી ચોકમા આવી અલખ જગાવ્યો.

ચોપાઇ—સતકા બાંધ્યા સદાવ્રત કે કુડાં બાંધ્યા કામની;

સતકી મુરત ધરમ, ભીક્ષા દોની ભામની,

બાવાએ કહ્યું કે—જો સદાવ્રત સત્યનાં બાંધ્યાં હોય તો ભીક્ષા આપો અને જો કપટ કર્યાં હોય તો અમે જઇએ? એમ કહી મહેલ નીચે જઇ ઉભો. પછી શાવળીંગા કહે

મારા મોહોલુ હેઠ, અલેખ બાવે જગાવીયા:

નવરા નોટા મારા હાથ, બાવાજી પાછા ગાલીયા.

શાવળીંગા કહે કે મને વાર લાગી, તેથી બાવાજી પાછા ગયા એવું સાંભળી બાવો સન્મુખ આવી કહે છે

દેવું હોય તો કે, શબ્દ પાડો શામની;

અતીત ઉભો ને તાર દ્વાર ભીક્ષા દોને ભામની.

બાવાને સન્મુખ ઉભેલો જોઇ શાવળીગા કહે છે.

ઉભા રહોને બાવાજી આજ, ભીક્ષા તમો લીજીએ;

તમ આવે લીલા લહેર, આશીશ અમને દીજીએ,

એમ કહી શાવળીંગા પોતે લોટનો થાળ ભરી બાવાને લોટ આવતા આપતી જોઇ બાવો કહે છે.

નાંખ્યાં નજર કેરા બાણુ આટો કેમ લીજીએ.

બાવો માગે જોબન કેરાં દાન, અતીતકું દીજીયે

તે સાંભળી શાવળીંગા બોલી.

તમે પુજ્યા દેવ તમે પુજી દેવીયો;

તમે થયા જોગીરાજ, તમારે નારી કેવીયો.

હે બાવા! તમે સંસાર મુકી જોગી થયા ને તમારે નારીનો ખપ શો? ત્યારે બાવો કહે છે.

નથી પુજ્યા મેં દેવ, નથી પુજી દેવીયો;

ગુરૂએ આપ્યા છે શબ્દ નાંખું છું નિત ફેરીઓ.

બાવે કહ્યું—હું તો દેવ દેવીઓને ઓળખતો નથી, પણ ગુરૂને વચને કરી અહીં ફેરા ખાઉં છું, શાવળીંગા તેના બોલ સાંભળીને તેનું રૂપ જોઇ ઘણી મોહીત થઈ ચેલાને કહે છે.

કામની રૂપ સ્વરૂપ, રૂદેમાં જાણિએ;

શેહેર સમુથા મર જાય, મન ગમતું માનીએ;

શાવળીંગા કહે—નગરમાં જઇ કોઇ સારી જોઇ પરણો તે સાંભળી ચેલો કહે છે.

તમ હે રૂપ સ્વરૂપ, હાજર રહો તમ ખડી;

દેને જોબન કેરાં દાન, લગ્ન કરને અબ ઘડી,

ચેલે કહ્યું—તારા જેવી રૂપવાળી બીજી કોણ છે! એવું સાંભળી શાવળીગાને રીસ ચડી ને ચેલાને કહ્યું.

દોહરો.--બાવારે મારા બાવલીયાને, વળી નજરો રાખ્ય તારી ઠીક;

ફોડી નાંખીશ તારાં તુમડાં તો, વળી શેનેરે માગીશ ભીખ.

એવું સાંભળી ચેલો કહે છે.

સુન બે ચંચલ નારીયાને, વળી બોલનકુરે જરા શીખ;

વાડેથી લવું બીજાં તુમડાંને, વળી તેમાંરે માગીશ ભીખ.

હે શાવળીંગા! વીચાર કરીને બોલ, તું તુમડાં ફોડીશ તો વાડે ઘણાં નીપજે છે તે સાંભળી શાવળીંગા કહે છે.

ચોપાઈ—વાંકા કરીને નેણુ, બાવાજી તમને મારશું;
ઝોળી પડશે ઉભી બજાર તુમડાં ફુટશે હાથશું.

તે સાંભળી ચેલો કહે છે કે તું એવી કેવી કામણગારી છું કે નજર કરી મારીશ, એમ કહી કહે છે.

સુનબે ચંચલ નાર, કલ ઉઠ મર જાયગે;
દેને જોબન કેરાં દાન દુવા દેકે જાઇગે;

હે શાવળીંગા! તું ગુમાન કરે છે તે શું? કેટલા કાળ જીવવાની છે. ત્યારે શાવળીંગા કહે છે.

જાતનો છે અતીત, કોણુ છે તારી જાતડી.
આવવા દે પીતા મુજ આજ, પછેછે તારી વાતડી.

શાવળીંગા કહે—મુવા અતીત થઇને આવી હઠ કરે છે, મારા બાપને કહી વલે કરાવીશ! ચેલો કહે છે.

બડો પીતા તારો શેઠ, લુટાદે ફુલ વાડીયાં;
તેરે સરખી કલીકા કયા ભાર, કાયકુ મેણાં મારીયાં.

હે સ્ત્રી! તારો બાપ તો મોટા ઉમરાવ છે, તે તો ફુલની વાડીઓ લુટાવી દેછે, ને તું તો એક ફુલની કળી જેવી છે. તેમાં આટલો ગુમાન કરી મેણા મારે છે! તેવા વચન સાંભળી શાવળીંગાને ક્રોધ ચડયો, અને આંખો કહાડી બાવાની સામું જોયું.

બાવો માગે લોટ કે, શહેર જાણે આપણે;
સાંખ્યાં નેણું કેરાં બાણુ બાવો પડયો બારણે.

જ્યાં સાવળીંગાએ બાવાના સામે નજર કરી કે બાવો તેનું તેજ જોઇ ભોંયપર પડયો, તે પડતાં શાવળીંગાની ભોજાઇ બારીએ આવી તો બારણા આગળ બાવાને પડેલો દીઠો, તે જોઇ વીચાર કરે છે કે નણંદ નાનાં છે પણ કામણગારાં નીકળ્યાં બાપડા બાવાને જોતજોતામાં ભોંય ઉપર પાડયો, એમ વીચારી કહે છે.

નણદલ નાનેરાં બાળ, કામણુ કયાથી શીખીયાં;
જોગી માર્યો અવધુત ઘરો ઘર ભીખીયાં.

હે નણંદ આ બાપડા ભીખ માગનારને તમે શું કરવા માર્યો તે સાંભળી શાવળીંગા પોતાની ભેજાઇને કહે છે

દોહરો—મેરે માર્યો હોયતો હુરે મરૂ નહીતર મરજો ભાભી તારો વીર;
ડાબી આંખને ફરૂકડે ને, વળી ફાટી પડયોરે ફકીર.

શાવળીંગા કહે કે જો મેં માર્યો હશે તો હું મરીશ ને તું જાુઠુ કલંક મુકતી હઇશ તો તારો ભાઇ મરશે. મારી તો આંખ જોઇને મુવો છે એવામાં ચેલાનો ગુરૂ બાવો ધુધરીમલ તે જગાએ આવ્યો ને જુએ છે તો ચેલો ભોંય ઉપર ઉંધે મોહોડે પડયો છે ને મહોમાં ધુળ પેશી ગઇ છે ઝોળી બોળી ફેંદી નાંખી છે. હવે ગુરૂને આવ્યો જોઇ બોનાઇ શાવળીગાને કહે છે

એક માર્યોને બીજાને મારશો તો વળી નગરમાં થાશે જોને વાત;
જોગી માર્યો જટાધારીઓ, બાઇ જેવો ગોરખનાથ.

હે બાઇ! આ એક માર્યો ને બીજાને મારશો તો ઘેર ઘેર વાત થશે, હવે ગુરૂ ચેલાને કહે છે

ચોપાઇ—ચેલારે તુટયો જોને આભ, તુટીરે જાણે આભલી;
ચદ્રવદની નાર, કામણગારિ કોણુ મળી.

હે ચેલા! તને શું થયું? તારે માથે આભ તુટયો કે તને કોઇએ કામણ કર્યો? તે સાંભળી ચેલો કહે છે.

નથી રે તુટયો ગુરૂ આભ, નથીરે તુટી આભલી;
કામણગારિ નાર, શાવળીંગા મુજને મળી.

હે ગુરૂ! મને શાવળીંગા કામણગારી મળી છે, બીજું કાંઇ થયું નથી, તે સાંભળી ગુરૂ કહે છે

સુન એ ચંચલ નાર, લડકેકુ કયું લડે;
શીર લેઉંગા ઉતાર, અંદાસે કયુ ખડી.

હે રાંડ ! તેં મારા ચેલાને કેમ માર્યો ? તને શ્રાપ દઇ બાળી ભસ્મ કરી નાંખીશ નહી તો સાચુ કહે ! તે સાંભળી શાવળીંગા નરમ થઇ બાવાને નમી પડી કહે છે.

દીઠી જોબનવંતી નાર, જીવડો ચાલ્યો છળીને;
એમાં શો અમારો વાંક, શું આવ્યા ચેલાની વારે ચઢીને.

હે મહારાજ ! મારૂં જોબનને રૂપ જોઇ તમારા ચેલાનો જીવ છળી ગયો. તેમાં હું શું કરૂં ? ત્યારે ગુરૂ કહે કે તું એને ઉઠાડ, પછી શાવળીંગા ચેલા પાસે આવી કહે છે.

ચેલાજી બેઠા થાઓ, આંજું તમારી આંખડી;
પહેરવા આપું પીતાંબર લાલ, ચઢવા આપું ચાખડી.

હે મહારાજ ! હવે તો ઉઠો પણ ચેલો ઉઠતો નથી, તેવારે સાવળીંગા પોતે ચેલા સામુ હસીને લલચાવે છે.

ઉઠોને માહારાજ આપણે કરીએ ગોઠડી;
રંધાવું બત્રીશ રસોઇ જમાડું રસ રોટલી.

હે મહારાજ તમારે જે જમવાની ઇચ્છા હશે તે તમને જમાડીશ ને તમે ઉઠો ! તે સાંભળી ચેલો કહે છે

બળ્યાં તમારાં પકવાન, બળીરે રસ રોટલી;
સલામત માહારા મેહેલા કેરા લોટ બળીરે તારી ગોઠડી.

હે સ્ત્રી ! મારે તો તારૂં કાંઇ જોઇતું નથી, પછી ગુરૂએ ચેલા ઉપર હાથ ફેરવી ચેલાને કહે છે

ચેલા નાસવું હોય તો નાશ; કે શેહેર નહી આપણું;
મળશે મહાજન કેરા લોક, કોઇ નહિ કહે બાપડું.

હે ચેલા ! હવે તુ ઉતાવળે ચાલ નહી તો તેનાં સગાંવહાલાં જાણશે તો આપણને મારશે. એવામાં આડોશી પાડોશી એકઠાં થયાં

ને ઘણાક લોક ભરાઇ ગયા. ને ચાલવાની જગ્યા રહી નહી પછી ગુરૂ સર્વના ઉપર રોશ કરીને કહે છે.

મળી જે વરણ અઢાર, દુનીયાં સરવે દુંહળી;
શેહેર કરિ દઉં હળાહળ, ધમુકયો બાવો ધુંધળી.

બાવો રીસ કરી લોકને કહે છે. તમ શબ લોક ઉઘરસે ચલે જાઓ નહી તો સારા શહેર હળાહળ કર ડાલુંગા, પણ લોકો માનતા નથી એવામાં સદેવંત કુંવર ઘોડે બેસી ફરવા નીકળ્યા હતા તે ત્યાં આવ્યા ને પોતાની પાસે ચાપકો હતો તે લોકોને ઝાપટવા માંડયો એટલે માણસો દોડાદોડ કરવા લાગ્યાં. પછી બાવો પોતાના આશ્રમ ઉપર ગયો ગોરખને કુંવરે બોલાવીને પુછયું કે ત્યાં શું હતું કે લોકો ભરાયા હતા, ત્યારે ગોરખો કહે છે કે મહારાજ તમારા નગરમાં જીવતી ડાકણ છે મને વરગી હતી પણ માહારા ગુરૂ સમર્થ હતા તેમને જીવતો ઉઠાડયો ને અહીં લાવ્યા નહી તો ઉગરત નહી. ત્યારે કુંવરે કહ્યું કે ડાકણ બાકણની વાતને જવા દો. સાચે સાચું કહો, ત્યારે ચેલો કહે કે તમારા નગરમાં મેં સ્ત્રી દેખી ને તેના તેજે કરી મુર્છા ખાઇ પડયો હતો, એમ કહી કહે છે.

દોહરો—ભરતખંડ રાજા હુંય ફર્યો, ને વળી ભમી આવ્યો સર્વ જોઇ;
એ બદન એ અંબીકારે રાજા, નાર ન દીઠી બીજી કોઇ.
એસી નહિ દેવળમાં પુતળી, ને નહિ રાણી નીજ દરબાર;
સાચું માનો કુંવર સુલક્ષણારે, એતો અપ્સરાની અણસાર.

ચોપાઇ—અપ્સરાની અવકાર, શેઠ પદમશાની કુંવરિ;
મૃત્યુ લોકને માંય, અપ્સરા એ ઉતરિ.
છે દિગચળ અચળ અલબેલ, ચપળાશી ચમકે બદનમેં;
એ મોહિનિકિ આંખ જયું ચળદા રત્ના ઝલકે નેનમાં.

હે રાજા કે એની આંખની ઉપમા કેવી છે કે જેના મોટા પનને વીશે ચપળા કહેતાં વીજળીનો ચમકારો થઈ રહે છે એવા ઝબકારા મારે છે એ સાંભળી સદેવંતને મોહ થયો ને કહે કે તું મૂને તેનું નામ ઠામ બતાવ્ય. તે સાંભળી ચેલો કહે છે.

દોહરો—ઉંચા નાળાયેરીનાં ઝાડવાંને, સામી સરછયાની પોળ.
અત્તર કસ્તુરી મેં'કે ઘણીને, એરે શાવળીંગાની પોળ.

ચોપાઈ—એરે શાવળીંગાની પોળ સામા જાઓ શેરીએ,
બારીએ ઝરૂખાં ચાર, જુકિ રહ્યાં છે મેડિએ;
બાદલ મોહોલ રંગ મોહોલ, ખડક મોહોલ જુકિ રહ્યાં;
એમાં શાવળીગાં નાર, મારા મન મોહી ગયાં.

એટલે સદેવંત પોતે લાલાબારોટની પોળમાં આવી જુવે છે તો એક ઘણી ઉંચી હવેલી દીઠી આમાં શાવળીંગાની હવેલી કઇ હશે એવો વિચાર પોતે કરે છે,એટલામાં રાજ સભામાંથી લાલાબારોટને ઘેર આવ્યા ને સદેવંત કુંવરને શેરી વચે ઉભેલો જોયો પછી બોલાવી કહે છે.

દોહરો—શેરિ વચે સદેવત આવીને, વળી ઉભા રહ્યારે મહારાજ;
સાચું બોલોને કુંવર સુલક્ષણારે, તમે આવ્યા છો કોનેરે કાજ.

હે સદેવંત તમે અહીંયા શેરી વચે કાને સારૂં આવી ઉભા છો ત્યારે સદેવંત બારોટને કહે છે.

લાલાબારોટ મારે મન વશા, ને વળિ તમથી વાલેરૂ નહિ કોય;
તમાર શેરમાં એક નારિ રહે, તેનો મેળાવો કરી દોને મોય.

ચોપાઈ–મેળાવો કરિ દોને મોય, આપું કડાં કંઠી ચોકડાં;
લુંટાવી દઉં ધન માલ રૂપઇઆ આપું રોકડા;
આપું પાલખીઓને સુખપાલ આપું હાથી ઘોડલા;
અરધું આલું રાજપાટ આપું રથ જોડલા.

સદેવંતે કહ્યું કે હું તમને કહો તે આપું પણ મને એ નારીનો મેળાપ કરાવો ? બારોટ કહે એનું કંઇ નામ ઠામ હશે કે બાપે બારે નારીજ એવી નારીઓ તો બતાવું ત્યારે સદેવંત કહેછેકે પદમશાની દીકળીશાવળીંગા તેનો મેળાપ કરી આપો તે સાંભળી બારોટ કહેછે.

દોહરો— એતો દામ નથી હરામનાને, ઓ રાજા લોભે તે નહિ જાય,
ઘેર ઘેર મારા માત પિતારે, રાજા મુખથી તે કેમ કહેવાય.

બારોટ—રાજાએ લોભથી નહી લલચાય એને ઘેર કંઇ કમી નથી કે તમારી સાથે પૈસા સારૂ પિત કરે તે મારાથી એને મોઢે જઇને ન કહેવાય મારા મહેલ્લામાં તો બધે મારે માત પીતા જેવું કે હું એને કહું ને એ જઇને એના બાપને કહે તો મારી ઇજત જતી રહે તે સાંભળી સદેવંત કહે છે કે હે બારાટ ! તમે જો મને ન મેળાવો તો તમારૂ વચન જાય ને મારે તો એના પછવાડે જીવ કહાડવો પણ એનો મેળાપ કરવો બારોટ કહે એનું તમારે શું કામ છે ! ત્યારે સદેવંત કહે છે હે બારોટ ! મને બાવાએ કહ્યું કે મેં નવ ખંડ સાત દ્વીપ જોયા પણ એવી નારી કોઇ ઠેકાણે દીઠી નથી ને કાંઇ પણ સાંભળી નથી અને ઈંદ્રને ઘેર પણ એવી અપસરા નહી હોય એવું એનું રૂપ છે બારોટ કહે કે એનો મેળાપ થવો મહા દોહલો છે સદેવંત કહે કે જો તમે મેળાપ નહી કરાવો તો પછી બીજાથી થવાના નથી ને મારે પણ પ્રાણ મુકયા વિના છુટકો નથી ત્યારે લાલાબારોટે કહ્યું કે ભાઇ હમણા તું ઘેર જાને સાજના ચાર વાગતાં પાછો અહીં આવજે એટલે એ નિશાળેથી આવતી હશે તે તને બતાવીસ, એમ કહી બારોટ ઘેર ગયા ને સદેવંત કુંવર પણ પોતાને ઘેર ગયો હવે ઘરમાં સદેવંતને કાંઇ સુઝતું નથી ને શાવળીંગાની મનમાં ઝંખના લાગેલી છે તેથી કાંઇ

ચેન પડતું નથી ને વીચાર કરતાં ત્રણ ચાર વાગવા આવ્યા એટલે સદેવંત કુંવર પોતાનો શણગાર પહેરીને જવા તૈયાર કરે છે.

દોહરો—હિરા માણેક મુગટ જડયો, ને વળિ કુંડળ લટકે કાન;
મોતીઓની માળા પહેરિને, તે ઝળકે સુરજ સમાન,
કલગી તોરા ફરફરે, ને જરકશી જામો જોને સાર;
સાલા દોશાલા ઓઢીઆ, માંહે ઝાઝારે ઝળકે તાર.
શેલે કશીરે મરૂ બાંધીયુંને, વળિ ભરગછીનો સુરવાળ;
તીર તરકસને કામઠીને, વળિ શિરોઇની તરવાર.

ચોપાઇ—શિપાઇની તરવાર, ભાલા જોને જળહળે;
એવા શજી શણગાર રાજા મેહેલમાંથી નિસરે

આવી તરેહના શણગાર સજી પોતે મહા કામરૂપ બની ઘોડે સ્વાર થઇ લાલાબારોટને ઘેર ચાલ્યા લાલાબારોટ સુતા છે તેમને જગાડયા ને કહે કે ચાર વાગવાની વખત થઇ હવે મને સ્ત્રી દેખાડો બારોટ અફીણી હતો અને અમલ પાણી ઉતરી ગયેલા એટલે મીજાજ ઠેકાણે ન હોવાથી કુંવરને કહે છે કે તમે તો મારા માથાના મુગટ છો પણ જો બીજો કોઇ હોત ને મને આવી રીતે ઘણી ઉંઘમાંથી જગાડયો હોત તો હું એને મારી નાંખ્યા વગર મુકત નહીં. પણ તમને શું કરૂં ? હવે મને કસુંબો પીવા દો પછી હું તમને બતાવું બારોટ કસુંબો પીને હોકો ભરી બેઠા, એટલે કુંવર કહે મને બતાવો ! ત્યારે બારોટ કહે ભાઇ હજુ ચાર વાગ્યા નથી ! કુંવર કહે મને બાવાએ કહ્યું તે વાત ખરી છે કે ખોટી ? એવું રૂપ છે કે નહી ? ત્યારે બારાટ સદેવંતને કહે છે.

**કવિત ચાલ લાવણીની.**

ચીત્રરૂપ ચીત્ત મતમાં છાજે, ચંપક મત ચીતવન ભારી;

પુરવપુન્ય કિયા જેને કોટીક, સો પાવે એસી નારી,
સુડાચંચસિ નાશક બનીહે, દાંત બને ડાડમ કલિયા;
જુગ ઝંધા અતી તન કોલમ, ચરન બને જેસી વનકદલિ.
નાજુગ પુતલી કમર છબીલી, દશ આંગળિયાં મગફલી;
ચંદ્રબદન મ્રગલોચન જેસિ, અજબ બની રંભા પુત્રી,
એસિ અદામેં સબ જગ મોહ્યા, સુન સુંદરપર બલીહારી;
પુરવ પુન્ય કીયે જેને કોટીક, સો પાવે એસી નારી

જેને પુરવ જન્મ કરોડો પુન્ય કર્યાં હોય તેનેજ એ નારી મળે, નહી તો મળનાર નહી જેનું નાક સુડા કહેતાં પોપટની ચાંચના જેવું છે, દાંત દાડમની કળીઓ કે જેની ઝંધા કહેતાં સાથળ કેળના થંભ જેવી છે. ને પગ કોમળ વનની કદળી જેવા છે. આંગળીઓ તો જાણે મગની ફળીઓ ને આંખોમાં તો જાણે સરવે જગત મોહી રહ્યું છે. એવી સ્ત્રી પુર્વે જન્મના સંસ્કાર વીના મળે નહી. એવું સાંભળતાં સદેવંત કુંવર મહા મોહિત થઇ ગયો ને કહે છે કે વળી એનું બીજું લક્ષણ બતાવો? ત્યારે બારોટ છે.

કવિત—મુખ બન્યો મેહેતાબ સરીખો, દાત જડે બબ સોનેરી;
પુરન પાનસો પેટ કહિજે, છાતી બની કાચી કેરી,
કંઠ કોકિલ કોયલ જેસો, મદન ફને તુજ ઘેરી,
ચાલ ચલે ગજરાજ સરીખી, સો કોઇ આશક ફરતે ફેરી.
છુટે પાસિના અમર બાલ લે, લંબે બાલ નાગન કાલિ;
પુરવ પુન્ય કિયે જેને કોટીક, સો પાવે એસિ નારી.

હે રાજા! જો વળી એનું રૂપ જેનું મોં તો મેહેતાબ કહેતા રાતની વખતે બપોરીઉ છુટે છે તેના જેવી શોભા આપે છે. દાંતે તો સોનાની રેખો જડી છે અને તેની ડોક કોહીકળા એટલે મોરના

જેવી છે અને તેનો સ્વર કોયલના જેવો છે ચાલ ગજરાજ કહેતાં હાથી જેવી છે લાંબા વાળ તો કળીનાગણના જેવા છે અને જ્યારે પરસેવો છુટે છે ત્યારે તેની બાસ લેવાને ભમરા તેની પાછળ આતુર થાય છે અને રાજા તારા જેવા સો આસક ફેરા ખાય છે. માટે જો તારા નશીબમાં હોય તો તે તને મળે.

મીઠી જુંબાસે જગ ભરમાયા, નેનમે મોહની મારે;
લંપટ બનાકે લુટ લિએ જ્યું ચમક રહે ગગને તારે.
જેસી આશકપર નજર દોડાવે, તે ઘડી પલકમાં ઘર મારે;
ઉસ માયાસેં કોઇ બચ્યા નહિ, લંપટ રહે જગ સંસારે.
હંસ મોર ફિર કપોત કહિએ, જ્યું કોકિલસેં કિલકારિ;
પુરવ પુન્ય કીયે જેને કોટીક, સો પાવે એસિ નારી.

હે ! રાજા તેની મીઠી જીભે કરી આખી દુનીયાં મોહી રહી છે. અને તેની આંખમાં જાણે વશીકરણ વીદ્યા ભરી છે અને તેના ઉપર નજર કરે તેને પાડયોજ છે, તેની સીશોટી કોયલના જેવી છે. એ રાજા પુરવ જન્મના સંસ્કાર વીના એ સ્ત્રી મળે નહી, તેમ તેમ રાજા માહા ગાંડો ને ઘેલો થઇ જાય છે અને બારોટને કહે છે કે બારોટ વળી એનું વર્ણન કરો ? એટલે બારોટ કહે છે.

સોળે શણગાર બત્રીસ અલંકાર, ચોરાસી આસન જાણે;
બત્રીસ કલા લક્ષણમાં પુરી, નીત પદમીની નીશાને,
કવીજન જોગ જુગતસેં કીનો, સમજેવો કોય તન સાને;
રામ કૃપા હરી ઇચ્છા બીના, મીલે ન એશિ દીલજાને.
છાય પરેમગીર કસે સભામેં, સુન સુંદરપર બલીહારી;
પુરવ પુન્ય જેને કીયે કોટીક, સો પાવે એસી નારી.

હે રાજા ! હરીની ઇચ્છા વીના કે હરી વીના બીજા કોઇને

આવવી કહ્યુ છે, તારા નસીબમાં હોય તો મળે એવું રૂપ સાભળતા-સદેવંત રાજા મુરછા ખાઇ ભોયપર પડયો. બારોટ આશ્વાસના કરી બેઠો કરીને કહે છે કે હે રાજા! અત્યારથી તમે આમ ભોંય પડો છો તો નજરે જોશો ત્યારે તો શુંએ થશે? રાજા કહે કે હું એને નજરે જોઇશ ત્યારે મારો જીવ ઠેકાણે આવશે માટે બારોટ મને બતાવો! એવામાં ચાર વાગવા આવ્યા એટલે બારોટ અને રાજા અગાશી ઉપર ચડયા શાવળીંગાએ નીશાળમાં ચાર વાગ્યા એટલે પોતાની સોલસેં સાહેલીઓ લઇ પોતે હંસની ચાલ ચાલતી આવે છે, અને તેનુ મુખારવીંદ સુર્યના જેવું પ્રકાશ મારી રહ્યું છે, તેથી તેને આવતી જોઇ બારોટ કહે છે.

દોહરો—સાવળીંગા ચાલી નીશાળથીને વળી ઘર ભણીરે આવત;
મજરો કરેરે લાલો કવીરે, એનો ગુણ રંગે ગાવંત.
સોહલો—ગુણ રાગે વાલો ગાવંત, સમજી લો મનમેં સાજન,
ગલીયુમેં આવે એ નારી, લુટી જશે નગરી સારી.

બારોટ કહે—હે કુંવર! તમે ઉતાવળા જઇ ગાધી શેરીએ ઉભા રહો ત્યા તમને તે મળશે સદેવંત વેગળેથી આવતી જોઇ હતી એટલે મનમાં ઘણો મોહીત થયો, રઘવાયો રઘવાયો ઘોડે બેશી ગાધી સેરીએ ગયો.

રૂદે થકી કામના લાગ્યા નેનમે મુજરો, ચલે હંસકી ચાલ;
ગલેમેં ગજરા, શાવળીંગા રૂપ, ઘર દીશાએ ચાલીયાં,
જેમ માન સરોવર માંહી, હંસ ગતી હાલીયાં.

સદેવંત રસ્તો રોકી ઊભો છે, એટલામાં શાવળીંગા સોલસેં સાહેલીયો સાથે ચાલી આવે છે, અને જે સાહેલીનાં ઘર રસ્તામાં આવે છે તે ઘેર જઇ નવ ડેરીએ ગરબા ગાવાને જવા સારૂ શો

ભીતા શણગાર પેરવા જાય છે એમ કરતાં શાવળીંગા પોતે એકલી ઘર ભણી ચાલી આવે છે, તે સદેવંતનો ઘોડો ઉભેલો જોઇ અચકા-ઇને વીચાર કરવા લાગી કે રાજાનો કુંવર ઉભો છે તેથી સામા જવું નહી કારણ કે એ મહા તોફાની છે માટે કોઇ આડો રસ્તો કાઢી ઘેર ચાલી જઉ, એમ ધારી ગાંધી ઉપર દુહો કહ્યો.

દોહરો—ગાંધી કસ્તુરી જોઇ આપજેને, વળી ખોરી નહિરે ખવાય;
કોક માણસ આડું ઉભું રહ્યુંરે, તેના આડું તે કેમ ઉતરાય.

એવું સાંભળી સદેવંતના મનમાં એવું આવ્યું કે ગાંધીને ઘેરથી કસ્તુરી લઇને આવે છે, શાવળીંગાની કહેવાની મતલબ એ હતી કે રાજા તું કસ્તુરી ખોળવા આવ્યો છું તે તને રસ્તામાં નહી મળે એ તો કાં એકાંત જગાએ મળે એમ કહી આડે રસ્તે થઇ પોતાના મેહેલ ભણી ચાલી નીકળી ઘેર જઇ સોળે શણગાર ધારણ કરી વાળે વાળે મોતી પરોવી મહા મુલ્યવાન વસ્ત્ર પહેરી કોઇ રંભાની આફક બની ઠણી નવ ડેરીએ ગરબા ગાવાને ચાલી સદેવંત ગાંધીની શેરીએ ઉભો છે ને લાખાબારોટ અગાશીમાં ઉભા ઉભા જુવે છે કે રાજા મુરખ જેવો છે, તે તો નવ ડેરીએ ગઇ અને રાજા તેની વાટ જોઇ ત્યાં ઉભો છે તેને પાછો બોલાવું એમ કહી બારોટ અગાશીમાં રહી રાજાને કહે છે.

ચોપાઈ—સદેવંત ઘોડીલો ખેલાવ, કે આવ મારી શેરીએ;
સોળસેં સાહેલીનો સાથ, રમે છે નવ ડેરીએ.

હે રાજા ! શું ઉભો રહ્યો છે. પાછો આવ. એ તો નવ ડેરીએ ગઈ ત્યાંથી રાજા બારોટના ઘર આગળ આવ્યો અને શાવળીંગા નવ ડેરીએ ગઈ એવી વાત સાંભળી ઘોડા છુટો મુકી ધસ્યો ધસ્યો નવ ડેરીએ જઇ ઉભો. અને જુવે છે તો એક એકથી ચઢીયાતી

સોલસેં સાહેલીયો દીઠી. તેમાં શાવળીંગા કઇ તે ઓળખાતી નથી તેથી પાછો નીરાશ થઇ બારોટ પાસે આવી કહે છે.

જેને સોળસેં સાહેલીનો સાથ બારોટ કેમ જાણીએ;
કેઇ શાવળીંગા નાર, અમને તે ઓળખાવીએ.

હે બારોટ ! સોલસેં સાહેલીયો એકરૂપ ત્યા તો થઇ રહી છે, તેમાં શાવળીંગા કયી ! તે મને ઓળખાવો. ત્યારે બારોટ કહે છે કે હે રાજા તારા જેવો મુરખ કોણુ કે પુછય ગાછયા વગર ઘોડો છુટો મુકી નાહો ને મારા ઘોડાની સાથે લડયો ને દોરડાં તોડી નાખ્યાં આવો તું ભાધા ચકુઆ જેવો કેમ થઇ ગયો છે ? સાવળીંગા તારી કીંમત કરશે કે રાજા મુર્ખ જેવો છે, માટે જરા સાણુપત આણીને તેની પાસે જા ! સદેવંત કહે ભાઇ એનુ રૂપ જોઇ ગાંડો થઇ ગયો છું તેથી મને કાંઇ સુઝતું નથી. બારોટ કહે તું તારો ઘોડો બાંધી ધીરજ રાખીને જા હું તને એંધાણ બતાવું છું તે યાદ રાખજે

દોહરો—ઘુઘરીઆળો ગોફણો, ને વળી સાળુડે કસબી કોર;
કંઠે લાલ એક મણી ઝળકે, ને એના હઇડામાં ટઉકે જાને મોર.

ચોપાઇ—હઇડામાં ટઉકે જાને મોર, હાલેરે જેમ હાથણી;
સાવળીંગા સમતોલ, ન આવે દુજી સાથની.
સઉ આંખે અંજન મેશ, એની આખતો વણુશરમે ભરી;
સઉને શોભીત શણુગાર, એને એક ટીલડી.

હે સદેવંત ! એની આંખો તો વણુશરમે આંજેલી છે ને બીજી ઓને અંજન આંજવું પડે ને કપાળે ટીલડી ચોહોડેલી છે તે બીજીઓને સોળે શણુગારની બરાબર છે, એવું એનું રૂપ છે, તે એંધાણી લઇ સદેવંત ધશો ધશો નવ ડેરીએ જઇ જ્યાં સોળસે સાહેલીઓ ગાતી હતી તેની વચ્ચે જઇને ઉભો એટલે બધી સાહેલીઓ

શરમાઇ આધુ ઓઢી એકડી થઇ ગઇ, અને સાવળીંગા હતી તે પોતે આધુ ઓઢી તેના સન્મુખ આવી ઉભી રહી અને સદેવંત કહે છે.

સદેવંત કુંવર સુજાણુ, ઉભા કેમ શેરીએ;
હું નકલંકી છું નાર, નેણાં કેમ ફેરીએ.
દેખશે દુરીજન લોક, વિચારે વાતમાં;
આપણે સરખાં સરખાં હોય, જાએ સઉસઉના સાથમાં.

હે રાજા ! તમે તમારા સાથમાં જાઓ ને હું મારા સાથમા જાઉં કોઇ આપણુને દેખશે તો વાત કરશે માટે તમારે આવું કરવું ના ઘટે આ કાંઇ એકાંત જગા નથી ને પ્રિત તે કાંઇ ઉઘાડી થતી હશે ! આવાં મીઠાશનાં વચન સાંભળી સદેવંત મહા મોહીત થઇ ગયો ને કહે છે.

નગર ઠઠા મુલતાન, ના દેખી એહી કામની;
ગળે મોતનકો હાર, ઝબુકે છે દામની.
અંતર ભીના છે કેશ, અંખીયાં દોય લાલહે;
જો ઘર એશી નાર, સોઇ નર ન્યાલહે.

હે સાવળીંગા ! તારા જેવી રૂપવતી સ્ત્રી જે પુરૂષને મળી હશે તે પુરૂષને ધન્ય છે, સાવળીંગા સદેવંતના મીઠાશનાં વચન સાભળી ઘણી મોહીત થઇ ગઇ ને કહે છે.

દોહરો.

કમર કટારિ રાજા વાંકડીને, વળિ તેને શોહિએ શીરોઇ તરવાર;
જો ઘર એસા સાજના, ને વળિ ધન્ય ધન્ય તે નારિ અવતાર.

હે રાજા ! તારા જેવો જે સ્ત્રીને પુરૂષ મળ્યો હશે અને તેને જે નારી મળી હશે તેને ધન્ય છે. અરસપરસ મીઠાશનાં વચન સાંભળી સદેવંત કુંવર શાવળીંગાનો છેડો ઝાલીને કહે છે. મને તું

તારૂં મોહોડું દેખાડ. ત્યારે શાવળીંગા સદેવંતને કહે છે.

ચોપાઈ—સદેવંત છેડો મારો મેલ, પાલવ રૂડો ફાટસે;
ચુકિને દેઇશું ગાળ, લાખેણો રાજા લાજસે.

હે રાજા ! તમે મારો છેડો મેલો કેમકે અમે સ્ત્રી જાત તમને ગાળ દઇશું તો તમારી લાખની આબરૂં કોડીની થશે તે સાંભળી પાલવ મુકી કાંડુ ઝાલ્યું.

સદેવંત કાંડું મારૂં મેલ, ચુડો મારો નંદશે;
મળશે માહાજન કેરા લોક, ધોરણે વાંસો ભાગશે.

હે સદેવંત ! મારી જાતના લોક દેખશે તો તને ને મને બંનેને મારશે, માટે મારૂં કાંડુ મુક ? તે સાંભળી સદેવંત કહે છે.

દોહરો.

સુણ સાવળીંગા સદેવંત કહે, ને વળિ મેલું તે મનની લાજ;
શીશ પડેને મારૂં ધડ પડે, ગોરિ તોએ ન મેલું આજ.

હે સ્ત્રી ! મારૂં શીશ હેઠું પડે તોએ હું તને મુકવાનો નથી, માટે તારો ઘુઘટ દુર કરી તારૂં મોં મને દેખાડ.

ઘુંઘટ મુખસે દુર કરીને, તને ઘુંઘટ નહિરે સોય;
કિયારે કુળની છે ગોરીયાં, ને વળિ વદન છુપાવી ઘર જાય

હે રાણી ! મારાથી મોં છુપાવીને શીદ જાય છે. શાવળીંગા મો દેખાડે પણ બાવાના જેવું થાય, તેથી મો દેખાડતી નથી, પણ રાજાને સમજાવીને કહે છે.

એરે ઘુઘટામાં કપટ ઘણુંને, રાજા ઘુઘટ ખોલ્યો નવ જાય;
જો મેં ખોલું રાજા ઘુઘટો તો, વળી મરે કે માંદારે થાય.

હે સદેવંત ! તને મારૂં મો બતાવું તો તું મરે અગર માંદા થયા ત્યારે સદેવંત કહે છે.

ચોપાઇ—મેને ખાયા કેવલીઆ બછનાગ ધંતુરેસેં કયું મરૂં;
મેને રમાડી કાલી નાગ, બીછુડેસેં કયું ડરૂં.

હે સ્ત્રી ! મેં કેવળીએ વછનાગ ખાધો છે તો ધંતુરાથી ડરીશ ? અરે વળી મેં કાળો નાગ રમાડયો છે તો વીછુડાથી ડરીશ તે સાંભળી શાવળીંગા બોલી.

ઘુંઘટડે કાળો નાગ, વીંછી ડંખ મારશે;
વાગશે નેણાં કેરાં બાણ, તમને તે કોણ ઉગારશે.

હે સદેવંત ! મારાં નેણનાં બાણ વાગ્યાં તો કોઇ ઉગારનાર નથી માટે તમે મારૂ મોં જોવું મુકી દો, તે સાંભળી સદેવંત કહે છે.

દોહરો—સાપના કાટયા સહુ મરેને, વળી વીછુડે તનમન હોય;
નારીના મારયા નર મરેતો, તારા કુળમાં ન જીવે બીજું કોય.

હે સ્ત્રી તું કહે છે કે મારી આંખો જોઇને મરી જશો તો તારા કુળમાં કોઇ જીવે નહિં માટે હે સ્ત્રી હવે રકઝક ન કરતાં મારા તપી ગએલા આત્માને તું ઠંડો પાડ, એમ કહી રાજા કહેછે.

મુખથી પાલવ દુર કરો, ને ગોરી મુખ મુખને બતાવ;
રાજાને તો સ્નેહ લાગ્યોરે ગોરી નેણેરે નેણ મીલાવ.

હે સ્ત્રી ! મને સ્નેહ થયો છે, માટે મારાં નેણની સાથે તારાં નેણ મીલાવ પછી સાવળીંગાએ સદેવંતનો ઘણો આગ્રહ જોઇ વીચારયું કે મોં જોયા વીના તો મુકનાર નથી માટે એને સમસ્યામાં કહી સમજાવું એમ કહી બોલી.

ચોપાઇ—દશે આંગળીએ વેઢ, અંગુઠે જાણે આરશી;
કયા જાણે દુરીજન લોક, અપન દોનુંકી પારશી.
નીશાળે આવજો રાજ, ચીત મન ફદે ધરો;
ત્યાં મળશે એકાંત, વાલેરા વાતો કરો.

હે રાજા ! હું નીશાળે છું ત્યાં તમે ભણવા આવજો એટલે એકાંત વાતો કરીશું સદેવંત કહે હું તો નીશાળેથી ઉઠયો છું તે હવે ફરીને કેમ અવાય શાવળીંગાએ કહ્યું—ગમે તેમ કરીને આવજો તારે સદેવંત કહે એતો ખરૂં પણ હાલ મને તારૂં મોઢું બતાવ ? નહીં તો રાત દીવસ તારી પાછળ ઝુરી ઝુરીને મરીશ એવું સાંભળી શાવળીંગાએ કહ્યું કે જો એમ હોય તો લ્યો મો બતાવું એમ કહી કહે છે

સોહલો—ચાર ડગલાં મને કેડે દીએ, પછીથી નેણાના રસ લીએ;
ત્યારે વગોવશો મુજને આપ, ને થઇ રહેજો મોટાને માપ.

હે રાજા ! મને ચાર ડગલા આઘી જવાદો, પછી તમને મો બતાવું પણ તમે મને ફજેત ન કરશો એમ કહી ચાર ડગલાં આઘી જઇ મુખ ઉપરથી પાલવનો છેડો ખસેડયો અને જ્યાં રાજા સામું જુવે છે. એટલે જેમ આકાશમાંથી એકદમ ઝણઝણાટ કરતી વીજળી નીકળે અને એકાએક કોઇના જોવામાં આવે છે અને અંજાઇ જાય તેવીજ રીતે રાજા અંજાઇ મૂર્છા ખાઇ પૃથ્વી ઉપર પડયા ને સાવળીંગા દશેક ડગલાં ગઇ એટલે રાજા આંખ ઉઘાડી જુવે છે તો સાવળીંગા જતી દીઠી એટલે મનમાં ઝુરવા લાગ્યો ને કહ્યું કે હવે મને તે કયાં મળશે. ને એનો મેળાપ કયાં થશે, એવી સોચનામાં સદેવંત કુંવર ગાંડા જેવો થઇ ગયો, અને મુખથી સાવળીંગા સાવળીંગા બોલતો જાય છે.

સોહલો—શેરિએ શેરિએ સાદન કરે, દીલ દીવાનું થઇ. રાજાનું ફરે;
વેણે કામણ કરી ગઇ વેર, નીશ્ચે મરવું મારે ખાઇને ઝેર.

રાજા પોતે વીચાર કરતો કરતો રસ્તે ચાલ્યો જાય છે, એટલે રસ્તામાં હજામ મળ્યો, તે ગોર મહારાજની હજામત કરવા નીશાળે જતો હતો રાજા નીશાળની વાત સાંભળી ખુશી થયો, અને કહ્યું

જાઇ ! તું નીશાળે જઇ સાવળીંગાની ખબર લેતો આવજે એમ કહીં ઘેર ગયો ત્યાં રાણી પાટમદે બે દીવસથી રાજા ઘેર નહી આવેલા તેથી ઉદાશ થઇ બેઠેલી છે તે કહે છે.

ચોપાઈ—વેરી જાગ્યા વિદેશ, સજન જાયા શહેરમાં;
રાજાજી તમારો જીવ, ફરે છે આજ શહેરમાં.
મુખશું મીઠા બોલ, કેમ નથી બોલતા;
શાને કાજે શામ, ફરોછો ડોલતા.

હે રાજાજી ? ઊદાશ કેમ જણાવછો ? રાજા કાંઇ ઊત્તર આપતા નથી અને એક કોરે ચુપ બેશી રહ્યા છો, હવે પેલો વાલીયો ગાંયજો નીશાળમાં ગયો ને ત્યાં મહેતાજી ઉંઘી ગયા છે અને એક કોરે નીશાળીયા ભણે છે એક તરફ પડદે રહી છોડીયો ભણે છે તેથી સાવળીંગા જોવામાં આવતી નથી, એટલે તાબોટા પાડી નીશાળમાં ગાવા મંડી ગયો. " સદેવંત નામ મારા વાલાજીરે તેનું છે કામ મારા વાલાજીરે, એવી રીતે કુદતો જાય છે ને ગાતો જાય છે તે સાવળીંગાએ સાંભળ્યું એટલે વાલીયાને પડદામાં પાસે બોલાવી કહે છે કે સદેવંતની શી ખબર છે ! ત્યારે વાલીયો બોલ્યો કે બા તારી ચીંતામાં મરે છે ને ઘેલો ફરે છે, સાવળીંગા કહે–તું જઇ મારા નખ લેતો જા. એમ કહી હાથ બહાર કહાડે છે એટલામાં તો વાલીયાની આંખે અંધારાં આવ્યાં ને ચકર ખાઈ મોંય ઉપર પડયો અને શુધી આવી, એટલે પાટમદે પડદામાં ગયાં પછી વાલીયાને સદેવંત પુછે છે.

સોહલો–એટલામાં આવ્યો વાલીઓ રાત કુંવર પુછેછે તને વાત;
સુતાંરે સુખ નથી ને વળી બેઠાં નથી સુખ,
વાલીએ આવી દેખાડયા જુવોને નખ,

વાલીઆએ હાથેળી ઉઘાડીને રાજાને નખદેખાડયા, એટલે રાજા મોહીત થઇ કહે છે કે આ હીરાકણીઓ કયાથી લાવ્યો. અને તેં એની કીંમત શી આપી ! (હવે એ વાત રાણી પાટમદે પડદામાં બેઠાં બેઠાં બધી સાંભળે છે) એટલે વાલીયો બોલ્યો—મહારાજ ! આ હીરાકણીઓ નથી. એ તો સાવળીંગાના નખ છે. રાજા કહે—એના આવા રૂડા નખ ! તો હવે એ મને મળે તોજ અન્ન પાણી લેવું નહી તો મારે તેની પાછળ પ્રાણ ત્યાગ કરવો. હે વાલીઆ ? તું એના નખ લાવ્યો ત્યારે એનું રૂપ કેવું છે ? એમ સદેશંત પુછે છે !

### ચોપાઇ.

જેવી દીઠી હોય નાર, તેવી કહી બતાવજે;
કુડને કપટ કાંઇ, હઇએ નવ રાખજે.

વાલીઓ કહે છે.

### સોહલો.

મેં એવી નથી દિઠી નારી, અને હું તો ફરૂં નગરી સારી,
તમને કહું છું સાચી વાણ, પણ જોએ વાગે મોહનાં બાણ.

### દોહરો.

કર ઝાલીને નખ કાપતારે, મારૂં હઇયું તે નવ રહ્યું ઠોર;
જાણે ઝબુકે રાજા વીજળીને, જેમ ઇંદ્ર ઘટામાં ઘનઘોર.

### ચોપાઇ.

ઈંદ્ર ઘટામાં ઘમઘોર, ઝબુકે જેમ વીજળી;
એક દિઠી અલબેલ, મુખ રે અતિ ઉજળી
નીશાળે દીઠીરે જેને નાર, એવી નથી તારા રાજમાં;
ઘડી એક બેઠોતોરે પાસ, મેંતો દીઠી લાજમાં.

હે રાજા ! મેં તો પડદામાં દીઠી હતી, પણ એના નખ

જોયા એટલે હુતો ભોંયમાં ઓથુ ખાઇ ગયો તે બે ઘડીએ શુદ્ધી આવી એવું સાંભળી સદેવંત કુંવર ચીત્તભ્રમ થઇને ઘોડાની ઘોડાજામાંતો ચાલ્યા (કહેવત છે કે રાજાના કુંવર રીસાય ત્યારે ઘોડાની ઘોડારમાં જઇને સુવે છે, ) રાજા ઘોડારમાં ગયા. એટલે રાણી પુછેછે કે હે વાલીયા ! હુ રાજાને કયારની બોલાવતી હતી પણુ મારી સાથે બોલતા નહોતા અને તું આવ્યો એટલે તારી સાથે હશી ખુશીને વાતે વળ્યાં તેનું કારણુ શું ? વાલીઓ—કહે બાઈ સાહેબ ! મારૂં નામ ન દો, હું તમને કહું. પેલી વાણીયણુ આપણા રાજાએ રાખી છે, એ સાંભળી રાણીને પોતાના મનમાં ઘણો ક્રોધ ચઢયો ને નકકી કર્યું કે રાજા બે દીવસથી ઘેર નહોતા આવ્યા તે એનાજ વાસ્તે મારે અહીયાં રહી શું કરવું છે ? હુએ મારે પીયર જઇશ એમ ધારી રાણી રીસાયાં. હવે સદેવંત કુંવર ઘોંડાની ઘોડારમાં છે, પછી રાજા લાલા બારોટને ઘેર જઇ ઘોડાની ઘોડારમાં કુંવર પાસે આવ્યા ત્યાં કુંવર પોતે સુતા છે એટલે રાજાએ કહ્યું કે તું કેમ રીસાયોછે, તને કોઇએ આંખ દેખાડી હોય તો તેની આંખ ફોડું, કોઇએ ગાળ દીધી હોય તેની જીભ કાપુ, કોઇએ આંગલી દેખાડી હોય તો તેનો હાથ કાપું. મારા બેઠાં તને કહેનાર કોણુ છે ? ત્યારે સદેવંત પોતે મનમાં વિચાર કરે છે.

ચોપાઇ.

સદેવંત બેઠા ત્યાંય, કે મનમાં વિચારજ ધરે.
કહું જો મારી પેર, પીતા મારા શું કરે.
મારા પીતાને કહું તો ખરો, એમ ધારી પીતાને કહે છે.
મારે જવું છે જોને આજ, ભણુવાને કારણે;
માનોને મારા તાત નિશાળીયા લાવો બારણે.

હે પીતા ! મારે ભણુવા જવું છે, માટે નીશાળીયાને બોલાવો ?

સોહલો.

રાજા કહે છે કુંવરને વાત, રાજવાળામાં બેઠા કરો તમે કાજ;
વારે વારે કુંવર ભણુવું નવ હોય, માટે મનમાં વીચારી જોય.

હે સદેવંત કુંવર ! હમણાં તો તું ભણી ગણી બત્રીસ લક્ષણો થયો છે ને પાછો કહે છે કે મારે નીશાળે જવું છે, એ તે શું હવે તો તારે રાજકાજ કરવાનો વખત છે કે રમવાનો વખત છે ? આવા વચન સાંભળી કુંવર કહે છે.

ચોપાઇ—સદેવંત કુંવર સુજાણુ, આવી ઊભા બારણે,
મનમાં છે મોટી હામ, ભણુવાને કારણે.
ગોરને તેડાવોને આજ, પીતા માનો મારી વાતડી;
નહિતો જોજો કાલ કરૂં, હું દેહની ઘાતડી.

હે પીતા ! તમે ભણુવા નહી મોકલો તો હું મારા દેહની ઘાત કરીશ એ સાંભળી રાજા મહા ચીતાતુર થઈ લાલાબારોટને કહે છે કે આને હું શું કરૂં આ તો કહે છે કે મારે ભણવું ને મારે તો એને ગાદીએ બેસાડવો છે. બારોટ કહે હોય સ્ત્રીહઠ બાલ હઠ, રાજ હઠ અને જોગી હઠ, એ હઠ પુરી કરવી નહી તો એ કાંઈ ઝેરઝેર ખાઇ મરસે, પછી રાજા કુંવરને કહે છે.

સોહલો—રાજા કહેછે કુંવરને વાત, ના કરવી તારે દેહની ઘાત;
માનીછે તારી મેં બધી વાત, નીશ્ચે ભણુવારે જાઓ પ્રભાત,

હે કુંવર સુખેથી નીશાળે જજો, કુંવર કહે ના, હાલ તમે મેહેતાને બોલાવો ! પછી રાજાએ તરત મહેતાને તેડવા મોકલ્યું. હવે રાજા પોતે કુંવરને જમાડી લાલાબારોટને તેડી રાજદરબારમાં ગયા, એટલે ગોર રાજસભામાં આવ્યા રાજા કહેકે કુંવરને નીશાળે ભણુવા

મુકવો છે. માટે તમે મુહુરત જુઓ। ગોરે વિચાર કર્યો કે ભણીગણીને તો હમણાં છુટયા છે ને ફરી નીશાળે કેમ આવતો હશે? મને લાગે છે કે કાલે પેલો ધાંયજો સાવલીંગાના નખ લઇ ગયો, જેથી કાંઇ એમને લટપટ થઇ છે ખરી, માટે નીશાળમાં આવે ને શાવલીંગાનો બાપ જાણે તો પછી મારે જીવવાની આશા રહે નહી, માટે હું એવું મહુરત આપું કે એમનો મેલાપ થાય નહી કેમકે સાવલીંગાને હવે પરણવાનું છે, માટે એ સાસરે જાય ત્યાર પછી સદેવંતને મહુરત આપું તો પછી મને કાંઇ હરકત થાય નહી એમ ધારી મહેતાએ કહ્યું કે મહારાજ। હમણાં પાંચ સાત દીવસ મહુરત આવતું નથી કારણ કે વચ્ચે વ્યતીપાત વઇધરાટ ને પચક એવા છે, માટે સાત દીવસ પછી મેલજો રાજાએ કહ્યું, સારૂ ત્યારે આવશે. પછી ગોર પોતાને ઘેર ગયા. હવે સદેવંત કુંવરને રીશ તો ચઠી પણ શું કરે ત્યાં સભામાં કાંઇ કહેવાય નહી માટે પોતાને મેહેલ જઇ જમાલખાં ને કમાલખાં બે સીપાઇ હતા, તેમને કહ્યું કે તુમ અભી જાકે ગોરકુ જલદી બોલા લાવ? એમ કહેતાંજ સીપાઇ ઉઠીને મહતાને ઘેરગયા ને કહ્યું કે કુંવર તમને બોલાવે છે, માટ અભીને અભી ચાલો। પછી ગોરને તેમની સ્ત્રીએ કહ્યું કે હમણાં તમે ગયા હતા ને પાછા કુંવરે કેમ તેડાવ્યા। મહેતાએ કહ્યું એતો કુંવરનું તેડુ નથી પણ એ તો જમડાનું તેડું આવ્યું છે. ગોરાણી કહે એમ કેમ બોલો છો। ગોર કહે કે હું મુર્ત ઉંધુ આપી આવ્યો છું? તેમાં ગોરાણી કહે કે જીવને હવે તે કહે તેમ કરજો, નહી તો પાછા ઘેર જીવતા આવવા દેશે નહી ગોર કહે કે એ વાતતો ખરી પણ ત્યાં જતાં મારો પગ ઉપડતો નથી તે શું કરૂં। પછી ગોર જેમ તેમ કરી લુગડાં પહેરી કુંવરને મહેલ આવ્યા કુંવર આખો લાલચોલ કરી ક્રોધમાં બેઠા છે તેમણે

કેડમાથી કટાર ખેંચ્યો ને કહ્યું કે મુહુર્ત અત્યારે છે કે નહી! નહી તો પેટમાં મારછું કટાર, તે જોઇ ગોર થરથર ધુજે છે આ નકી મારશે! ગોર કહે એ કટાર તમે મેનમાં ઘાલો ને હું તારા પીતાને હમણાં જઇ કહું છું. એમ કહી ગોર રાજા પાસે જઇ કહે છે સાહેબ મને અફીણની લહેરમાં ખબર ન રહી તેથી હું ભુલમાં પાછલા વરસનું ટીપણું લાવ્યો હતો, પણ ઘેર જઇ તપાસ્યું તો આજનું ચોઘડીયું એવું તો ઠીક છે કે ન પુછો વાત! રાજા કહે એમ હોય તો વરઘોડો ચડાવી અત્યારે નીશાળ ગરણું કરીએ! પછી ગોર નીશાળે ગયા અને રાજા વરઘોડો ચડાવી ધામધુમથી નીશાળે જાય છે ચઉટામાં લોકોની ઠઠ જોવા મળી છે. નિશાળમાં રહી શાવળીંગા વરઘોડો આવતો જોઇ મહેતાને કહે છે.

દોહરા—હલકે મેદની જોવા મળીને, વળી જુવે નાનેરા બાળ

સોના શ્રીફળ હાથે ધરીને, ઠાકરા ચાલ્યા આવેરે વિશાળ.

ઢોલ નગારા વાગીયાંને, મેતા શેરણઓ મળેરે વિશાળ.

માનોનેરે મેતા તમારી નીશાળે, શદેવંત ભણવા આવે આજ

હે મહેતા! તમારી નીશાળે કોઇ રાજાના કુંવર જેવું ભણવાને આવે છે તેના વગર આટલી ધામધુમ હોય નહી હવે સદેવંતના બાપે મહેતાને કહ્યું.

ગોર મારા ગોરજીને તમને, લળી લળી લાગું પાય.
સદેવંત કુંવર સુલક્ષણારે તેને ભાવે તે વિદ્યા ભણાવ.

હે ગોર? હવે કુંવર ભુલી ન જાય તેમ કરજો? મહેતા કહે સારૂં. હવે ગોર અફીણની લહેરમાં આવ્યા તેથી સદેવંતને કહેકે હું સુઇ રહુછું ને તું સોટી લઇ છોકરાંને ભણાવ. એમ કહી ગોર ઉંઘી ગયા. હવે સદેવંત પોતે પડદાની પાસે જઇ તેને ઓસીકુ દેઇ બેઠા

છે ને છોકરાને ભણાવવા માંડયા. સાવળીંગા સદેવંતનો શબ્દ સાંભળી પોતે પણ છોકરીઓને ભણાવતી હતી તે તેજ પડદાની પાસે આવી વાચાર કરે છે કે હવે સદેવંતને બોલાવાય કેમ ! તેથી પાટીને ધાવ વાંચે છે.

સરસ્વતી માતાને વીનવુંને, વળી ગણપત લાગુ પાય;
પાટીયું લખીયે પ્રીતશુંને વળી, તેતો વાંચી સંભળાવો રાય.

તે વાંચી સદેવંત ખુશી થયો અને પોતે પણ પાછો તે પાટીમાં ધાવ લખી પડદા તળે પાટી ખસેડી મુકી.

માત સરસ્વતીને વીનવુંને, હુંતો કથન ન જાણું કોણ;
પહેલીરે પ્રીત સદેવંતશુંરે, જ્યારે મળીઆંતાં નેણરે નેણ.

હે શાવળીંગા ? હું તો કથન કે કેણુ કાંઇ જાણવાનો નથી, પણ નવ ડેરીએ જે દીવસે મળી તે દીવસથી પ્રીત જાણું છું. તે ધાવ વાંચી શાવળીંગા ઘણી ખુશી થઇ હવે સદેવંતે વિચાર્યું કે મહેતા જાગશે તો દેખશે તેથી ઉભો થવા જાય છે એટલામાં શાવળીંગાએ પાટી લખી પાછી ખસેડી મુકી.

**સોહલો.**

નિચે નેણ નહિ મેલું કાઢી, બેસો બેસો મારિ છાતી ટાઢી;
જો ગોરે આપણુ કરશે રીસ, તો સોપીશ પહેલુ કાઢી મારૂરે શીશ.

હે સદેવંત ! તમે કેમ બીઓ છો ! જો નીચે નેણ બેસો તો કાઢી નહી મુકું ને જો આપણો ગોર રીસ કરશે તો હું મારૂ શીશ તેને પહેલું વાઢી આપીશ. આવું સાંભળી સદેવંતને હીંમત આવી તેથી પોતે પાછી પાટી લખી.

ભણતર ગણતર ના જાણુ ભેદ વાંચ્યુછું પણ નથી વિવેક;

ગોર આપણો રિસાળવોછે, તે દેખે મને કડવું વચનકહે.

તું મને બેસારે છે તો ખરી, પણ ગોર ઠવકો દેશે તે સાંભળી શાવળીંગા પાટી લખી આપે છે.

સાવળીગાના અક્ષર ચાર, ગોર વખાણે વારંવાર;
મનમાં કુડટ લગારે ન ધરો, પાટીયું ભરિને રાજખારી ગોરિ કરો.

હે રાજા! તમે મનમાં જરાએ ફીકર રાખશો નહીં અને પાટીઓ લખી લખીને પડદા તળે ખસેડી મુકો? ત્યારે સદેવંત કહે પાટીઓ લખે શું વળવાનું? તું કાંઇ એવો ઉપાય કર કે તારો મારોને મેળાપ થાય આ તો જેમ સ્વપ્નામાં જોઇએ ને જાગીએ એટલે કાંઇ નહી એવું છે, માટે તું આંખે આંખ મળે એવો ઉપાય કર. એટલે સાવળીંગા કહે આજનો તો દહાડો ગયો પણ હાલ તમે ગોરને ચંપાબાગમાં ઉજાણી આપો પછી ગોર સાધું લેવા જશે એટલે તમે નીશાળીઆને કાઢી મુકજો અને હું છોડીઓને કાઢી મુકીશ એટલે આપણ એકઠાં થઇશું એવું સાંભળી સદેવંતે તેના કહ્યા પ્રમાણે બીજે દહાડે ગોરને કહ્યું કે આજ ચંપાબાગમા ઉજાણી છે માટે તમે ત્યાં જજો! ગોર કહે—નિશાળ મુકીને કેમ જવાય? સદેવંત કહે—કોઠારી તમારા વગર સીધાં કોઇને નહી આપે માટે તમે પડે જશો તો સીધાં મલશે પછી ગોર સીધાં લેવા ગયા પછી સદેવંતે છોકરાને કહાડી મેલ્યા અને શાવળીંગાએ છોડીઓને પણ કાઢી મુકી અને પડદા બડદા તોડી નાંખ્યા તે જોઇ સાવળીંગા કહે છે કે તમે આ બધા પડદા કાઢીને ઉઘાડું કર્યું હવે મહેતા આવશે તો શો જવાબ દઇશું? પેલો કાણીઓ ગોરને તેડવા ગયો છે, તે હમણાં બેલાવી લાવશે. સદેવંત કહે છે કે જેમ થવાનું હશે તેમ થશે પછી સદેવંતને શાવળીંગા બે જણુ બેઠાં વાતો કરે છે.

દોહરો—નેણુ પદારથ નેણુરસ, વળી નેણુરે નેણુ મીલત;
અજાણ્યાશું પ્રીતડીરે, એતો પ્રથમ નેણુારે કરત.

હે સાવળીંગા ! અજાણ્યા માણુસથી પહેલી પ્રીત આંખે જોવાથી થાય છે, તે સાંભળી સાવળીંગા કહે છે.

નેણુ પદારથ નેણુરથ, ને વળી જં કરી જાણે હોય;
જેવો મીઠો મેવો વેણુનોરે વળિ નેણુ તે કદીએ ન હોય.

હે સદેવંત કુંવર ! એકલી આંખો તો શું કરે પણુ જો સારી રસ ભરેલી બોલી આવડતી હોય તો તે કરે ! એવુ નેણથી થાય નહી તે સાંભળી સદેવંત કહે છે.

ફટ નેણાં ફટ પાપીઆ, તને હજુએ ધરપત નહી,
નારીને મન નેડો નાહને, પછી લાલચ ત્યાં શું રહી.

સદેવંત બોલ્યો–હે નેણુ ! પાપી ચંડાળ, તને હજુ ધરપત વલતી નથી, આને મન તો કશુંએ નથી, તો તું શાદને લાલચ રાખે છે ! તે સાંભળી સાવળીંગા બોલી.

નેણુ અમારાં લાલચુને, રાજા ભલી આવે ટળીટળી જાય,
દેખી ગંગા માંડવાને, જોતો ફોકટની ભીખારીરે થાય.

સાવળીંગા બોલી કે હે રાજા ! અમે તો અમારાં નેણુને ઘણાં એ વાળીએ છીએ પણુ રૂડા માંડવા ( જવાન માણુસ ) ને જોઇને ભીખારી થાય છે, તે સાંભળી સદેવંત કહે છે.

અમે નેણાને વારિએ, ને વળિ રાખીએ ઠીકાઠિક;
દેખી ચંગા ગોરિઆરે, જેમ માગી ન મળે જોને ભીખ.

હે સ્ત્રી ! જેમ તું વાળી રાખે છે તેમ હું પણ વાળી રાખું છું પણુ મારી સ્ત્રી જોઇ ભીખ માગે ન મળે, તેવી રીતે લાલચુ થાય છે. તે સાંભળી શાવળીગા કહે છે.

કાંક નેણુને તમે વારજો, ને રાજા હબડું તે રાખો જોને હાથ,
ચંચળ નેણુએ તો સ્વાનગતી ને રાજા નફ્ટ ભીખારિનિ જાત,

હે રાજા! તમારી આંખો કુતરી અને ભીખારીની માફક કેમ ભટકે છે? તે સાંભળી રાજાને રીસ ચડી અને છે કહે કે તેં મને કુતરાને ભીખારીની માફક ગણ્યો? તે સાંભળી સાવળીંગા કહે છે.

પગ ઉપર પાટી ધરિને, રાજા મેલ્યા જો શીશ;
ગોર આપણો આવશે તો રાજા ઉલટી કરશે રિશ;

હે રાજા! તમે આમ ઉંધુ માથું ઘાલીને બેઠા છો ને ગોર આવશે તો ખીજશે! સદેવંત બોલ્યો.

કુલ ખુડે કામનિ તણા, ને વળિ ઉંચ નિચ ઘર જોને જાય;
અમે નેણુંને મારિએરે, મારી આંખો અખજ ખાય.

હું તો ઘણોએ મારાં નેણુને વારૂં છું પણ મારી આંખો અખજ ખાય છે, સાવળીંગા પછી આવાં રોસ ભરેલાં સદેવંતનાં વચન સાંભળી નમી જઇ કહે છે.

સુણ શાવળીંગા સદેવંત કહે, ને વલી મેલીને મનની માણ;
ઝેહેર ખાઇને હુએ મરતતો મારો પીતા લાજે શાળીવાન

હે રાંડ તારા મનમાં કસુએ નથી, પણ હું તો તારે વાસ્તે મરત તો મારો પીતા લાજત.

નારીને માટે કીયા નર મુઆ, ને રાજા તમે કરાછો પહેલ;
પ્રીત કરીને પાછા ખસેરે, એતો ખેલાડુ નહી ખેલ.

ચોપાઇ—ખેલાડુના ખેલ નેણા રસ વોરતાં;
મુખસે મીઠા બોલ, હવેજો તમે બોલતાં.

નારીને સારૂ એવા કેટલા નર મુઆ તે મને બતાવો! નહી તો તમે મરી રસ્તો કાઢવાના હતા કે શું પણ પ્રીત કરી પાછો

હું એ માણસ ન જાણતો, માટે તમે મારી સાથે હશી ખુશીને બોલો ? પછી સદેવંત બોલ્યો.

પદમણી તારાં વેણ, હૃદેમાં પરવરે;
બાણાવળીનાં છુટયાં બાણ, તે તો પાછાં કેમ ફરે.

હે શાવળીંગા ! તારાં જે વેણ તે મારા હૃદયમાં સુંસરા ચાલ્યા જાય છે જેમ બાણાવળીનું બાણ પાછું ન ફરે તેમ તને છોડનાર નથી ! તે સાંભળી શાવળીંગા કહે છે.

દોહરો.

પ્રિત અગોચર કીજીએરે, રાજા માર કહ્યુંરે તું તો માન;
કોઇને નવ સંભળાવીયેરે, રાજા એકથી બીજે કાન.

રાજા પ્રીત કરવી તો છાની કરવી પણ એક કાનથી બીજે કાન જાય એમ કરવી નહી, ત્યારે રાજા કહે મેં કોને કોને સંભળાવી એ બતાવ ત્યારે સાવલીંગા કહે કે જુઓ એક લાલાબારોટને બીજી વાલીઆ હજામે તથા ત્રીજી પાટમદે રાણીએ મને થોડીઘણી મહેતા પણ જાણે છે માટે કાંઇ સમજણ રાખો ? પછી રાજા ઉભા થાય છે કે સ્ત્રી મહા કામાતુર થઇ સદેવંતની ધોતીની પાટલીતાણી ખેંચે છે કે હવે કયાં જાઓ છો ? એટલે સદેવંત થરથર ધ્રુજવા લાગ્યો કારણ કે એણે કોઇ દીવસ કોઇની સાથે પ્રીતી કરેલી નહી તથા આ પહેલ વહેલી થઇ તેથી દહેસત લાગી હવે કાણી ગોરને શોધી કહાડયા પછી કહ્યું કે મહારાજ સદેવંતે તો પડદા બડદા ફાડી નાંખ્યા એવું સાંભરી ગોર ત્યાંથી ધસ્યા ધસ્યા નીશાળે આવ્યા ત્યાં સદેવંતને શાવરીંગા ઝાલી રહી છે તે જોઇ મહેતા કહે છે.

પકડીયા કામનીએ છેડલારે, રાજા થર થર થર થર થાય;
એવે સમે ગોરજી આવીઆરે એતો તંબુ તણી માંય.

ચોપાઈ—તંબુ તણીરે માંય, સદેવંત શું કરે;
લોકડીયાની લાજ હઇયામાં નવ ધરે,

ગોર ત્યાં આવી સદેવંત કહે છે કે તું કોઇની લાજ રાખતો નથી ! મારીને પડદા બડદા ફાડી નાંખ્યા તથા છોકરાને મારીને કહાડી મુકયા માટે હું તો જઇને તમારા પીતાને કહીશ મારે હવે નીશાળ ભણાવવી નથી, એવી ધમકીનો અવાજ સાંભરી શરમાઇને નીચું જોઇ નીશાળની બહાર ચાલી નીકળ્યાં, પછી ગોર સાવળીંગાને કહે છે કે તેં પણ બધી નીશાળ બગાડી તે સાંભળી સાવળીંગા કહે છે.

દોહરો.

ધરરે ધુજ્યાં ને છાપરાં હાલીયાંરે કંઇ ઓરડો તે ખડખડ થાય;
વા ને વંટોળીયો આવીયો તે ગોર પડદા ઉડીર ઉડી જાય.

હે ગોર ! વાને વંટોરીઓ ચડયો તેથી મારીને છાપરાનાં નવાં ખખડવા લાગ્યાં ને પડદા ફુટીને એની મેળે ઉડયાં.

ચોપાઇ—શીખ દોને ગોર, દિશાએ ચાલી એ;
રૂડાં વધાંમણાં કોય, પીતાજીને આપીએ.
એમ કહીને નાર, ઘરમણી ચાલીયાં.
મળીયા સદેવંતરાય, મુખે મુખે માળીઆં.

રજા લઇ સાવળીંગા બહાર નીકરી એટલે સદેવંત કહે છે કે જુઓ આખો દીવસ આપણો અકારત ગયો ને ગોરે જાણ્યું ત્યારે સદેવંત કહે છે કે મારાથી કાલે નીશાળે નહી અવાય આપણું કામ પેલા કાણીઆએ બગાડયું હવે કેમ કરીશું ! સાવળીંગા બોલી ગોરે ડાંગર વાવી છે માટે બધા છોકરાને અને છોકરીઓને એક દીવસ ટોવા મોકલે છે પણ તમે નથી ગયા અને હુએ નથી ગઇ માટે કોઇને કહો કે કાલે તમારી વાડીએ અમો હુડા ટોવા જઇશું ને હું

ભાત આપવા આવીશ. તે સાંભળી સદેવંત પાછો ગોર પાસે આવ્યો ને કહ્યું કે તમારી વાડીએ જવાનો વારો અમને નહી આપો? બધા ને આપો છોને તારે ગોર બોલ્યા તમે રાજા છો ત્યારે સદેવંત કહે ઘેર રાજા પણ આંહી તો નિશાળીઆ ત્યારે ગોર બોલ્યા કાલે તમે જજો? સદેવંત કહે—મારૂ ભાત આપવા સાવળીગાને મોકલજો ગોર બોલ્યા—ભાઇ? આવશે તો મોકલીશ પછી શદેવંત ત્યાંથી ઘેર ગયો અને પોતાને ઘેર ગયા પણ ખાવું પીવું સુજતું નથી. ને ઉદાશ થઇને બેઠા છે, ત્યારે ગોરાણીએ કહ્યું કે તમે આજ ઉદાશ કેમ છો! ગોર કહે રાજાનો કુંવર વાડીએ જવાનો છે તેને ભાત આપવા સાવળીગાને મોકલવીની છે તો એ કદાચ ન જાય તો પછી જીવવાનું ઠેકાણું નથી ગોરાણી કહે એમાં તે શું છે, મારી પાસે મોકલજો એટલે હું સમજાવીને મોકલીશ બીજે દીવસે સદેવંતે પાટમદેનો પાથરવાનો રત્નજડીત ઓછાડ હતો તે છાંનોમાંનો લેઇ બચકીમાં બાંધ્યો, તે પાટમદેએ દીઠો એટલે સદેવંતને કહેછે.

દિવસ ચડયો પહોર, બચકા કયાં બાંધીઆ;
પાટમદેના ઓછાડ તે, કોને કાજે ચોરીયા;
એ વરણાગી આજ, કોને તમે દેખાડશો;
સાચુ કહોને મારા શામ, પાછા કયારે ઘેર આવશો.

હે મહારાજા આ વરણાગી આજ તમે કોને દેખાડશો ને તમે ઘેર કયારે આવશો, પણ રાજા કાંઇ ઉત્તર આપ્યા વગર ગોરની વાડીએ ગયા ત્યાં એક ચંપાના ઝાડ નીચે જડીત ઓછાડ પાથરીને સુતા અને ત્યાં સાવળીગાની વાટ જુએ છે ઝાડ ઉપર બેસીને પક્ષીઓ પોત, આમ, જામ, સીતાફળ લીંબુ, નારંગી,બોર,

આરેખ, દાસ પપનસ એ સરવે ફળફળાદિ કોચી ખાઇને નાંખે છે પણ કાઇ ઉડતું નથી, સાવળીગા નીશ ને ગઇ એટલે ગેરે કહ્યું કે તને ગોરાણી બોલાવે છે સાવળીંગા કહે શું કામ છે. ગોર કહે કાંઇ કામ હશે! સાવળીંગાએ કહ્યું-હું તો કાંઇ જતી નથી! પછી ગોરે ઘણું કહી ગોરાણી પાસે મોકલી ત્યાં ગોરાણીએ કહ્યું કે આ-જ રાજાના કુંવર સદેવંત વાડીએ ગયા છે અને તું કાંઇ દીવસ વાડીએ ગઇ નથી તેથી આજ ભાત લઇને જા. સાવળીંગા કહે—મેં તો વાડી દીઠી નથી ને હું તો કાંઇ જતી નથી ગોરાણી કહે ગરજ હોય તો પુછતા પુછતા લંકામાં જઇએ. સાવળીગાના મનમાં જવાનું તો હતું ને ગોરાણીએ જ્યારે ઘણું કહ્યું ત્યારે કહે લાવો જાઉ પછી ગોરાણીએ બે લાડવા હતા તે રૂમાલમાં વીટીને આપ્યા તે લઇ સાવળીંગા ચાલી તે વાસ્તે જતાં વીચાર કરે છે કે મારા રાજા આ લાડવા ખાય! એમને વાસ્તે તો બત્રીશ ભાતની રસોઇ અને તેવીસ ભાતનાં સાક કરી સોનાના થાળમાં મુકી રૂપાની ઝારી માં ચોખુ નીર ભરી શોળે શણુગાર પહેરી જઇને જમાડીશ. એમ કહી એક કુતરો આવ્યો તેને લાડવા ખવરાવી દીધા, અને પોતે ત્યાંથી પોતાના રંગ મહેલમાં એકાંતવાસ ઉપર આવી અને રસોઇ કરવા સારૂ નહી ધોઈ સાવળીંગા બેઠી, પોતે નાના પ્રકારનાં પક-વાન શીરો કંસાર, દુધપાક, આરીયાં, ગલકાં કોરૂ ગવાર, મગ ચોરાની શીગો, રતાળુ સુરણ, ડોડી વતાક વાલોળો વીગેરે નાના પ્રકારનાં શાક રધાર્યાં અને વળી કેળાં અડતી કાજુ ઇત્યાદી ભાત ભાતનાં ભજીઆં બનાવ્યા એ રીતે ઘણી સુંદર રસોઇ કરી મરી મીઠુ વીગેરે મશાલો નાખીને તઇયાર કર્યાં પોતે શણગાર સજવા દાસાને બોલાવે છે દાસીએ એક રાવતની સાથે માયા કરી હતી પણ ચાર દીવસથી તેની પાસે ગઇ નહોતી તેથી હમણાં મારી તે

કામમાં છે માટે જઇ આવું એમ ધારી તેની પાસે ગઇ ત્યારે પેલા રાવતે ચાર દીવસથી આવી નહોતી તેથી ક્રોધ ચડયો ને તેને પાંચ સાત ચાબકા લગાવી દીધા ને કહ્યું કે રાંડ ચાર દીવસથી ક્યાં ગઇ હતી દાસી કહે-મહારાજ કામમાં ભરાઇ હતી તેથી અવાયું નથી તે રીસાઇને બેઠો ને દાસી પણ રીસાઇને ઘેર બેઠી અને રાવત મનાય ત્યારે સાવળીંગા પાસે દાસીથી જવાય, અહીં સાવળીંગા રસોઇ કરી શણગાર સજે છે અને દાસીને ચાંદો કહાડે છે પણ ત્યાં કોણ હોય તે બોલે! પછી પોતાને હાથે મજીઠ ઉપાડી શણગાર સજવા માંડયા ને મનમાં દાસીને ગાળો ભાંડે છે. હવે તમામ રસોઇ સોનાના થાળમાં ભરી ઉપર રૂમાલ ઢાંકી થાળ ભરી ઘેર મુક્યો છે અને પોતે અંગે સોળ શણગાર સજે છે એવામાં એક લાકડાનો કકડો ચુલામાં શળગતો રહી જવાથી તેની ધુણી જોઇ તેની ભોજાઇ ચોકમાં બેઠી હશે તે રંગ મહેલમાં આવીને કહે છે.

શેઠ મોહોટા શાહુકાર પીયુ ઘેર પીવારે;
નર વીનાની નાર. તું આવડો બનાવ કેમ કરે.
દેખશે દુરીજન લોક, વીચારે વાતમાં;
આપણે ઉતમ જાત, હળવાં પડીએ નાતમાં.

હે બાઇ! આપણે મોટાનાં છોરૂ થઇને આવા તોફાન ના કરીએ! સાવળીંગા મહા કોપાયમાન થઇને ભોજાઇને કહે છે.

મેં માનીતી કોઇ, સદા શીવની માનતાં;
સજ્યું સોળ શણગાર, અંગ પર શોભતાં.
પ્રથમ પુછયું જઇને, મારી માતને;
પછી કહી દઇશું, અમારા ભ્રાતને.

હે રાંડ ! હું મારી માને કહીને પહેરૂં છું હવે જો કહીશ તો તારા માંટીને કહીશ તે સાંભળી ભોજાઇ કહે નકી એના ભાઇને કહીને માર ખવરાવશે માટે શાવળીંગાને સારૂ લગાડવા વાસતે સમજાવીને કહે છે.

બાઇ મેં હશીને કીધો ખ્યાલ; એના નવ આણુસો ઓરતા
તમે સજો સોળ શણુગાર, પહારો અંગ શોભતા.

હે બાઇ ! હું તો હસતાં હસતાં કહેતી હતી એટલામાં તમે આટલી બધી રીશ શું કરવા કરો છો પછી ભોજાઇ કહેછે કે હું જ્યારે નમુ છું ત્યારે ઉંચે જઇ બેસે છે. એના ભાઇને કહી શું કરશે !

કહ્યા માટે શુય, કરશો તમારા ભ્રાતને;
પુજવાને ફળ હોય, તો તેડાવો રૂડા સાથને.

હે બાઈ માનના માની હોય તો સાહેલીઓ તેડી વાજતે ગાજતે જાઓને એકલા શું કરવા જાઓ છો એટલું કહી પોતે નીચે જઇ બેઠી, શાવળીંગાને ભાભીનાં વચન બાણુ જેવાં લાગ્યાં હવે ભોજાઈ અને દાશીને ગાજો ભાડતી જાય છે ને શણુગાર પહેરતી જાય છે.

દોહરો.

કડાં સાકળાં અણુવટ વીંછવા, ને વળી ઝાંઝરનો ઝમકાર;
બાજુબંધ બેરખીને ચીપ ચુડલાને વળી નવસર મોતીનો હાર.
ચોપાઇ—હેમ જડયા હાર, મોતી જાણે મેડીયા;
કેસર ચંદન લાઠ, હળવે તે તાણીયાં.
શીથો ભર્યો અનુપ, ગજ મોતનકી રાખડી;
બોલે ચંગારે વેન, ફુલાં કેરી પાખડી
કાંબીને કડલાંરે વીછવા વાજણે;
ઝાંજરનો ઝમકાર, ઘુઘરા ગાજણે.

ઝૂરતી ઘુઘરમાળ અંગપર શોભતી;
શોભા ઈંદ્રના છોડ, અપસરારે ઉતરી.
અંગે કુમકુમકી લોલ, બત્રીસી જેની ઉજડી;
દાડમ કળીયા દંત બની એક પુતળી.
નાક સુડાની ચાંચ તેણે પહેરી વેસરી;
હોય નેણુંકેરે બીચ, ચોડી એક ટીલડી.
સજ્યા સોળ શણગાર, આપેરે સમરીયા
કાજળ તાળી રેખ, આંખેમાં ડરીજાં ધર્યાં.
સરવે શણગાર, બની સુઘડ નારીયાં;
હાથ લીધો થાર, જળ ભરી ઝારીયાં.
જ્યારે ઉઠીરે અલબેલ, દાશીરે પધારીયાં;
બાઇરે દોનુંકી નજર વારીવારી વારીયાં.

હવે સાવળીંગા શણગાર સજીને મહેલમાં ઉતરે છે, એવામાં દાસીને આવતી જોઇ એટલે રીસ કરી થાળ હેઠે મુકી એક સામો તકતો હતો તેમાં પોતાનું મુખારવીંદ જુવે છે, અને કહે છે કે આ મારો સાળુ બહુ હલકો છે તેથી હું બીજી મલકાપરીની જે સાડી છે તે પહેરૂં

દોહરો.

આછા સાળુરે મારે ઓઢણેને, હુંતો પહેરૂ ચંગારે ચંગાચીર;
જેના પાલવ રૂડા શોભતારે, એવા પહેરૂ મલકાપરીરે મલંહીર.

એમ કહી હલકો સાળુ કહાડી નાખ્યો અને ચીર કહાડી પેહેરૂ પછી હાથમાં સોટી લઇ દાસીને કહે છે

સુધ વીનાની બાયડીને, રાંડ હઇયામાં કાંઇ ન જાણુ;
એકતો દુરીજન મારી ભાભી થઇને, તેતો હઇડામાં કરી ગઇ હાણુ

એમ કહી દાસીને બે ત્રણુ સોટીઓ જડાવી દીધી કે રાંડ તું

જતી રહી ને મારી ભોજાઇ આવી મને મેણું મારી ગઇ તે માટે સાંખવા પડયાં ત્યારે દાસી કહે છે.

સોબતડી બાઇ સહુને સરખીને, વળી કોઇને રાજાને કોઇ રાંક;
પદમણી મનમાં વીચારજોરે, બાઇ ગરીબનો કાઢો વાંક

હે બાઇ ગરીબ તાલેવંત બહાને પ્રીત સરખી હોય। તમે તો મારો વાંક કહાડોછો પણ મનમાં વીચાર હવે સાવળીંગા મહેલમાંથી જેમ આકાશની વીજળી ઝબકે એમ તેજ મારતી નીકળી.

**કવીત**— મજની મદંગ બેઠા કટાક્ષ માન ઠુજને,
નેને નેન મોહે અંજન બનાયકે;
આભુષણ લીમમણી બનીઠની અતી પ્યારી,
કારી ઘન સારી મતબારી લપટાય. કે,
અતી હું ગટાજયું અંધકારી બીજલી,
ચમકે માનુ અટારી ચઢી આયકે;
સુંદર શાવળીંગા ચલી જાય,
બજારમાં શણગાર સબી લગાય કે.

**કવીત**—શીશ પુલ શીરદાર, બેશરતો ફોજદાર;
કરણ પુલ કારકુન, ગજરા તો કાજી હે.
નેન તો અમર જાકે, ચોધરી અધુર બેન;
બાજુ બંધ છડીદાર, છડા છડી છાજી હે.
દાનુ હે કુછ જાન, કંચુકી બીરાજમાન;
નઇસદકી જોબનકી, જમદારી ઝાઝી હે.
સુંદર સજે શણગાર, પ્રીમતકુ મીલનેકું;
ઝાંઝરકો કોર માનુ, નોબત જયું બાજી હે.
અચકો ઓાડ માનુ, કોટ કીયો ધુત્રટકો,

એરેહિ ચીન આલી નારચો હઠાગો હે
મારેતો શમશેરે અતી, કટારી દીક અંજનકો,
જીતકો નગરો અગડઅંબદિં બજાયો હે.
મોતીરામ નેન બાણ; કામકી અંધુક માન;
મન હુકી અટક, ઝઘડો મચાગો હે.
રોજ સુરાડા મીસે, આભુષણ ખેતપગે;
આજ ગોરી ધરે ગલકે, મરદકું ચડાગો હે.

આવી તરેહથી તેના શણગારની અને તેના બદનની અજશૂીબ શોભા આપતી સાવળીંગા બજારમાં જાય છે.

ચોપાઇ—નારી ઝાંઝા નેહ, બજારમાં નીસરયાં;
સારા શહેરમાં લોક દેખી દીવાના હો રહ્યા.
જેમ હાથમાં હોવો સાર, જેવાને નીસરી;
કોરે આભે કોય, ઝબુકે છે વિજળી.

સોરઠો.

સુંદર બજારમાં ચાલી જાય, લોક કહે રૂપવંતી વાયે વાય.
છેલ જુવે તેને ટેમ સુહાય, હઇયું કુટેને કહે હાયે હાય.

સાવળીંગા ચાલી જાય છે એવામાં એક વાણીયો ઘી તાવતો હતો તે હાથમાં કુલું લેઇ તાવડામાં રેડવા જતો હતો તેવામાં તેણે સાવળીંગાને જોઇને બેભાન થઇ ભોંયમાં ઘી રેડી દીધું તે જોઇ એક જુવાન બ્રાહ્મણ વાણીયાને કહે છે.

દોહરો.

પડયો બાજશુ ટાજશુ, ને જટ જટ કુરંગીની બાય;
ઘીરે વેચતાં વાણીયારે, તારા ઘરત ઢોળી ઢોળાઇ જાય.
વાણીયા, એમાં શું દીઠું કે તેં ઘી ઢોળી નાખ્યું ત્યારે વા.

ણીઓ બ્રાહ્મણને કહે છે.

સાચા દીલથી સમરણ કરીને, વળી ચાલી જાય સુરત નીરધાર
ઘેર આવે માગીએ એવી નાની નાજુક નાર.

વાણીયો કહે એના રૂપ ઉપર એક ફુલ્લું તો શું એવાં પાંચ ફુલાં ઉતારીને ફેંકી દઉં કોઇના સામું તો જોતી નથી બ્રાહ્મણ કે છે તું તો નુકશાન કરી તેના સામુ જુવે છે પણ જો હું એને બોલાવું એમ કહી સાવળીંગાના સામો જઇ ઉભો રહ્યો પણ સાવળીંગાએ સામુ ન જોયું ત્યારે બ્રાહ્મણે એક ધાવ કહ્યો.

નારી તું કંઇ નથી જાણતી, ને વળી જાણેરે સ્નેહ ઉડાય.
આ તેલડો તને સામો મરચો, ને તું રસની ભાગીરે કેમ જાય.

તે સાંભળી સાવળીંગાને ઘણી રીસ ચડી એટલે આંખ કાતરી બ્રાહ્મણના સામુ જોયું એટલામાં ભટને ફેર આવ્યા ને મુર્ચ્છા ખાઇ એક કીચડનો ભરેલો ખાળ હતો તેમાં પડયો ને આંખો તરી ગઇ.

ચોપાઇ—સજયા સોળ શણગાર, પીયુ કેરે કારણે;
મારયા નેણ કેરાં બાણ, બ્રાહ્મણ પડયો ખાળમાં.

ભટને પડેલો જોઇ વાણિયો કહે છે—ભાઇ ! પાસે જઇ કેવો લાભ કમાયો અમે વેગળે રહ્યા ને નુકશાન તો થયું પણ આબરૂ ભેર તો છીએ હવે સાવળીંગા ઉભી બજાર ચાલી નીકળી અને તેનું રૂપ મહા તેજસ્વી કે જેવી આકાશની વીજળી પુનમનો ચંદ્ર અને હોરીની ઝાળ માફક પ્રકાશ પામી રહ્યું છે અને જે જુવે છે તે મોહીત થાય છે, એક સોનારની દુકાન હતી તેમાં તે ઘાટ ઘડતો હતો તે એને જોઇ પોતાનો હથોડો માથામાં મારવા લાગ્યો. અને ચોરામાં જે ચારણ ભાટ બેઠેલા તે અને દુકાનોમાં બેઠેલા વાણીયા તેને જોઇ મોહીત થયા.

ચોરે મોહ્યા ચારણ ભાટ બજારે મોહ્યા વાણીયા;
સોનીએ ફોડયાં શીશ, લવારે પગ તોડીયા.

એવી રીતે સાવળીંગા કંઇકનો છણકો મારતી ચાલી જાય છે એવામાં ખાળમાં જે ભટ પડયો છે તેની સ્ત્રી જમવાની વખત થઇ છે તેથી મહારાજને ખોળવા નીકળી છે. એવામાં એક આદમીક હે છે કે બાયડી જાય છે તેને જોઇ મુર્છા ખાઇ પેલા ખાળમાં પડયો છે ત્યારે પેલી સ્ત્રીએ રીશ ચડાવી સાવળીંગા સાથે લડવા લાગી તું મારા ધણીને મારી ક્યાં જાય છે તેવારે સાવળીંગાએ સામુ જોયું એટલે તે પણ સ્થંભી ગઇ પછી ભટાણીને કહે છે.

દોહરો.

ચંદ્રબદન મૃગલોચની, રાંડ બરયો તારો જોને રંગ.
તને દેખી મારો પીયુ પડી ગયોને, રાંડ કાદવ ભરીયોરે અંગ

હે રાંડ! બળ્યું તારૂ રૂપ કે મારો ધણી કાદવમાં પડયો તે સાંભળીને સાવરીંગા કહે છે.

મુને દેખીને તરવર ડગેને, વળી હસ્તીના તુટે જોને દંત;
જાઓને સઇયર ઘેર સાકર વેચ કે જીવતો રહયો છે કંથ.

હે રાંડ મને જોઇને તો હાથીના દાંત ઉખડી પડે છે, પણ તારો ધણી જીવતો રહયો માટે ઘેર જઇ સાકર વેંચો, એવું સાંભળી ભટાણી ભંખવાણી પડી ગઈ અને પોતાના ધણીને ખાળમાંથી ઉઠાડી ઘેર લઇ ગઇ. હવે સાવળીંગા બજારમાં ચાલી ચાલી દરવાજા આગળ આવી ત્યારે ત્યાં દરવાજામાં એક જવાન અને એક ધરડો એવાએ સામસામા સીપાઇ બેઠા છે પેલા જુવાન છોકરાને કહ્યું કે દેખો અહીયાં! ક્યા મજેકી નાજુક નાર આતી હે ત્યારે બુઢો બોલ્યો કે અહીઆ એ તો કોઇ જીવતી ચુડેલ હે તું નાના હોકે ક્યા બોલતા

હે અભી બજારમાં બડા જુલમ કરકે આઇહે એક સોનીકા ઉનકું દેખકર શીશ ફુટ ગયા. એક લુહારકા પાઉ તુટ ગયા, ઓર એક બ-નીયાકા ઘીકા કુલા દે.ના ગયા, એક બ્રમનતો બીચારા છુરી તરેસે પડા હે ને કુછ તું બોલેગા તો ફરીબી તેરી એસી હાલત હોવેગી મેં ભાગ જાઉંગા છોકરો કહે કયા અપનેકુ કુછ કરેગી! અપને તો ઉસકી સાથ સીધી બાત કરેગે એમ કહી સાવળીગાને કહે છે.

નહીરે મારી તેને છુરીએ કટારીને, વળી નહીરે બરછી તરવાર;
દોરે નેહેસે તુને માર દીએ ને વળી ઘાયલ કીરતી બજાર.

છોકરો કહે છે કે હે બી! તેરા પાસ કુછ હથીયાર તો હે નહી ને તેને સારી બજારકું કતલ કર ડાલી એ તો બડી જુલમકી બાત એ સાંભળી સાવરીંગા કહે છે

ટીલડી ચોઢું તો મીયાં ત્રીસ મરેને, વળી સેંથો પુરૂં તો મરે સાઠ;
કાજળ આંજુ તો કેર કરૂંને, વળી નીતના મરે પાંચ પચીશ.

હે મીયાં! હું શણગાર સજું તો મને દેખે એટલા ભોંય પડે એમ કહી થાળ લેઇ દરવાજા બહાર નીકળી એવામાં એની એક સહીપણી સામી મળી તે કહે છે.

કુંચન થાળ જોને કર ધરયોને, વળી તારે હઇડે હરખ ન માય;
પગરે પડેછે ઉતાવળો ને વળી કોને સહીયર કયાં જાઓ.

ચોપાઇ—કોને સહીયર કયાં જાઓ, એકાએક નીસરી;
મુજ સહીયરનો સાથ, તે તું કેમ વીસરી.
તારા દીલની વાત મારા આગળ નકી કરે;
સરવે શાહેલીયોની આણ, અહીંથી જો તું ડગલુ ભરે.

હે સહીયર! ઉતાવળી ઉતાવળી કયાં જાય છે તે કહે તો ખરી જાય તો તને બધી સહીયરોની આણુ છે.

દોહરો–મેં માનીતી શીવની માનતાને, વળી દીવસ ચડતોરે જાય;
જાવું ગોરની વાડીએ રે, મારાં ફુલડીયાંરે કરમાય.

હે બેન ! શીવની માનતા માની છે ને ગોરની વાડીએ જવું છે. તે સાંભળી સહીયર કહે છે.

બોલડીયું તો તારી મીઠી લાગેને, વળી વેણનાં નથી તારાં મુલ;
જાઓ છો ગોરની વાડીએ ને ત્યાં કઇ જાતનાં ફુલ.

હે બેન ? ગોરની વાડીએ કઇ કઇ જાતનાં ફુલ છે તે મને કહે હવે સાવળીંગાએ ગોરની વાડી જોઇ નથી તો ફુલ શી રીતે બતાવે ? પણ પોતે મહા ચતુર છે તેથી કહી બતાવે છે.

ચોપાઇ—ચંપો મરવાને શાળ, વળી કેવડો મહી કેતકી;
જાઇ જાવંતરીને ડોલર, ચપેલીને બહુ ફુલી
વરણ અઢારે ભાત, તેની જુદી જાતડી;
છે એક ચંપાનો છોડ, તેમાં વળગી મારી વેલડી.
કરમ સંજોગે કોય, વળગી છે વેલડી;
કહું છું સાચી વાત સાંભળ મારી સાહેલડી.

એમ કહી પોતેજ બેનપણીને સમજાવે છે, બેનપણી કહે—બેન ! તારી બોલી ઉપરથી હું બધી મતલબ સમજી ગઇ. પણ જોને કંઇ હળવી પડતી.

સોહલો.

સહીયર વીતી એ ભરથાર, કાંક રાખો બોલ્યાનો વિચાર;
વેણ વેણ પાડો છો ભાત, આપણે ઉતમ માજન જાત.

હે બેન ગણી ગણીને બોલ તો આપો છો પણ જો જે મઢીથી મન ન થાય એમ કહી ફરીને કહે છે.

દોહરો—સાંભળ મારી સાહેલડીને, વળી કાંક રાખોને વીચાર;

જુગતે કરીને જમાડજો, ને વળી પણ લેજોને ઉગાર.

હે બેન જુગતાઇથી રાજાને જમાડજો સાવળીંગા કહે તારાં કરતાં મારામાં અકલ ઘણી છે

સાંભળ મારી શાહેલડીને વળી પુરણુ મેં તો કીધાં કામ;

જુગતેથી રાજાને જમાડીશું, ને મારી લાજતો રાખે મારો રામ.

હે બેન ! લાજ તો પરમેશ્વર રાખનાર છે એમ કહી પોતે વાડી ભણી ચાલી રસ્તામાં બે રસ્તા આવ્યા એટલે ખમચાઇને ઉભી અને એક ગોવાળીઆને પુછે છે.

સોના ઉઢાણી શીરપાર ધરીને, વળી માથે તે મેલીયું જોને ભાત;

ભાઇ વીરા ગોવાળીયા વીનવુંને મારી કેઇ વાડીને કેઇ વાટ.

હે ભાઇ ગોરની વાડીનો રસ્તો કીયો !

ઉચાતે આંબા જોને આંબલીને, વળી નીચે છે દાડમ દ્રાક્ષ,

ઉપર સુડા જોને શાટવેર, તારી એ છે વાડીને એરે વાટ.

હે બેન ? આ આંબાને આંબલીયો દેખાય છે. અને ઉપર સુડા કલોલ કરે છે એ તમારી વાડી એ સાંભળી સાવળીંગા પોતે હરખમાં ચાલી જાય છે અને જયાં પવનના ઝપાટાથી માથા ઉપરનું ચીર ખશીને અંબોડે આવી રહ્યું છે અને મુખારવીંદ ઉગાડું તેજ મારી રહ્યું છે અને ચોટલાની વેણુમાં પડીયાં કાળાં ભમરની માફક ઝળકી રહ્યા છે અને પોતે મહા મદમાં દરખભર હંસના માફક મદતી ચાલી જાય છે, તે જોઇ સદેવંત કહે છે.

ચોપાઇ—છુટે પડે જોને નાર, એમના એમ આવજો;

શુનવટ કેરી આંચ, આડી નહ લાવજો.

છુટે પેટે જોને નાર, લાગે બહુ સારીયાં;

શાવળીંગા શમતોલ, નાવે બીજી નારીઆં.

એ સાંભળતાં સાવળીંગા વીચાર કરે છે કે રાજાએ મને લાજ કહાડવાનું કહ્યું તેથી પોતે ઘુમટો તાણી આવી.

અવળી ફરીને અલબો, આપને શામરીયા;
શનઘટ છેડા તાણુ, ઘુમટ લઇ વાલીયાં.
માથે સોનાનો થાલ, જળ ભરી ઝારીયાં;
ચંપાને થડ હેઠ, આવીને ભાત ઉતારીયાં.

ચંપના થડે ભાત ઉતારી પોતે આવી ઉભી છે તે જોઇ સહેવંત મહા કોપાયમાન થયા ને કહ્યું કે તું મને જમાડવા આવી છે કે ઘુમટો તાણી રોવા ? એમ કહી રીસાઇ ત્યાંથી પોતે ઉઠી આઘા ગયા. સાવળીંગાના મનમાં કે રાજા પેશાબ કરવા ગયા હશે તે હમણે આવશે પણ રાજા તો આવ્યા નહી તેથી રાજાને મનાવવા સારૂ ચંપાના ઝાડને કહે છે.

## દોહરો.

ચંપા તુજને ભમર છંડે, વળી મુજને છંડેરે સાજન;
હેતને પ્રીતે અમે આવીયાં, કેમ રીસે ભરાયા રાજન.

## સોહલો.

રીસે ભરાયા ઓ રાજન, ગોઠા ગરવા મારા શાજા શાજન;
કહ્યું નથી વાલા તમને કેણ, દુભાણા જેમ દુશ્મનના વેણુ.

હે રાજા ! તમને મેં કાંઇ કહ્યું નથી ને તમે રીસાઇને કેમ બેઠા છો તમારા જીવની ખાતર ત્રણ ગાઉ ચાલી આવી ને પગમાં તો ફોલા પડી ગયા છે. તોએ તમે બોલતા નથી એનું કારણ શું ! રાજાને રીસ ચઢી તેથી હુડા ટોવાનો માળો હતો તેના ઉપર ચઢી બેઠા શાવળીંગા કહે—મહારાજ પગ ધુવો અને કહો તો થાળ અહી લાવું ને પછી રાજાએ એક આંબલીની શાટી લેઇને ઝપાટી દીધી

જેથી સોર ઉઠગો તેથી નીચે બેશી રોવા માંડયું ને પોને પસ્તાવો કરેછે કે મેં ઘરમાં હજુ લગણુ કોઇનો ટુકારો ખાધો નથી ને અહીં માર ખાવો પડે છે, એ મારા કરમનો વાંક છે. એમ કહી રાજા પાસે ગઇ અને કહે છે.

દોહરો—તુંને વાએ ઝપેટીઓને, કેમ રાજ માજે ચડીગોરે સુજાણુ
ઝાંઝર માથે ચીર છરેરે, તુંને કેમ ન આવેર કમાણુ.

હે રાજા તમને દયા નથી આવતી કે તમે આમ ગાંડા થઇ ગયા, રાજા કહે—તને કહ્યું કે તું આવતી હતી એમને એમ છુટે પડે આવજે, ત્યારે તું તો ઘુંઘટો તાણીને મારા નામના છેડા વાળીને આવી. એમ કહી કહે છે.

ચોપાઇ

છેત્ર જમાડવાને કાંઇ, આવી હુતો ગોરીયાં;
કરોધ થકીરે કામન, પગેરે ઉપાડીયાં.

તે સાંભળી શાવળીંગા કહે છે હે રાજા! અમારો સ્ત્રીનો ધર્મ છે કે લાજ મરજાદાથી આવવું પણ પવનથી મારા અંબોડાપર ચીરનો છેડો આવી ગયો ને ખસેડતાં જરા નીચો ઊતરી ગયો. તેમાં મારો શો વાંક કહાડો છો?

લાગી પવનની આંખ, શનઘટ સારાં ઉડીયાં;
આધા શાળુ કોય, અમર લેઇ ઓઢીયાં.

એવું સાંભળતાં રાજા ખુશી થયા ને મનમાં કહે છે, ખાયડીને વગર વાંકે મારી પછી થાળ પાસે આવીને બેઠા.

દોહરો.

નથીરે નીરાને નથી સરોવરાને, વળી નદી કુવામાં જોને દોશ,
નીર ઢોળયા નહિ મળેને, રાજા હેસો કંઇ અમને દોશ.

## સોહલો.

દેશો કાં તમે અમને દોષ, અને ચડગો તે ઉતારો રોશ;
શામશા સમજી લ્યો તમે જાણી, પણ ઢોળ્યાં ન મળે પાણી.

હે રાજા! આ પાણી તમે ઢોળી નાંખ્યું તે હું કયાંથી લાવીશ અહીંઆં સરોવર કે કુવાનાં કેશ નથી તે સાંભળી રાજા હસી પડયો ને સ્ત્રીને કહે છે કે જે જમાડવા તે પાણી નહી પાય? વાસ્તે પાણી લઇ આવે તો જમીએ નહીં તો થાળ લઇને પાછાં ઘેર જાઓ. સાવળીંગા કહે કયાથી લાવું? ત્યાર રાજા કહે છે.

## દોહરો.

હંસ કુવોને હંસ વાવડીને, વળી હંસલી તું શેયન હાર;
નીર ભરી આવો સુંદરી, આપણ ભોજન જમીએ સાર.

હે સ્ત્રી આ હંસ કુવા ઉપરથી પાણી લઇ આવો? હવે શાવળીંગા કુવા ઉપર સાંગુ બાંધી ઝારા કુવામાં ફાંસી પણ કુવો ઊંડો તેથી પહોંચ્યા નહીં તેથી કુવા ઉપર ઉભી છે. એટલામાં ગોવાળીઓ ગાઓ ચરાવે છે. તેને કહ્યું ભાઇ! અહીં મારૂં ચાર પહોંચતું નથી ને બીજે કાઇ પાણી મળશે? ગોવાળીઓ કહે—શહેરમાં જાએ તો મળે નહીં તો અહીંથી બે ગાઉ ઉપર નદી છે ત્યાં જાવ તો મળે. પછી ચીરનો કછોટો વાળી હાથમાં ઝારી લઇ પોતે નદી ભણી ચાલી રસ્તામાં જતાં પગે કાંટા વાગ્યા અને ચાર પગુ કાંટામાં ભરાઇ ને ફાટવા લાગ્યા. એવી રીતે ઉજડ વગડામાં ચાલતી નદીએ જઇ અને વિચાર કરવા લાગી કે અહીંઆં કોઇ છે નહીં, માટે હું નાહી લઉં. પછી લુગડાં ઉતારી નદીમાં નહાવા પડી, નદી તીરે એક સીમડાનું ઝાડ ઉગ્યું હતું તેને કહે છે કે,

નદિ કીનારે શામળાને, ભુંડાં ન ઉગ્યાંરે તું દુર;

મારૂ જોબન તારાં પુલડાંરે, શુંડી જાએ વાને વંટાર.

તે સાંભળી સીમડાનું ઝાડ કહે છે.

હું નહિ કીનારે વસુ શીમડોને, વળી સોરો પાસરો દોર;

તારૂ જોબન મારાં પુલડાંરે, શુંડી જાને વાને વંટાર.

પછી એક ચંપાનું ઝાડ હતું તે જોઇને કહે છે મારા રાજા ચંપાની સુગંધી લે છે તેથી મને પણ અહીં મળ્યું. માટે એધાણી મારૂ બે ચારેક પુલ વીણી લઉં નદીની સામી તીરે એક કેળનું ઝાડ હતું તે પેલા ચંપાને કહે છે કે મારાં અમૃત જેવાં ફળને મારાં પાતરામાં સહુ ભોજન જમે છે તેનું તો નામ નથી લેતી અને તારી પાસે ભમરો સરખો પણ નથી આવતો ને તારાં ફુલ આ કોમળ સ્ત્રી હરખથી વીણે છે. ભાઇ તુંતો મહા નશીબવાન ! એમ કહે છે.

ચંપા તુંતો સભાગીયોને વળી શીતળ જોને તારી છાંય;

શાવળીંગા વીણે તારાં પુલડાંરે, એતો લંબી કર કર થાય.

હું શેનો સભાગીયો ! સભાગીયા રાણીજીના હાર, કે તે રાણીની ડોકમાં હીચે છે. તે સાંભળી હાર કહે છે.

હાર કહે અમે શેના સભાગીયાને, વળી સભાગીયાં રાણીનાંચીર;

કેડ પડે જોને પાટલીને, વળી વીંટાઇ વળેરે શરીર.

હે ભાઇ ? રાણીજનાં ચીર આખો દહાડો શરીર ઉપર રહે છે તે સભાગીયાં છે. વળતી ચીર કહે છે.

ચીર કહે અમે શેનાં સભાગીયાંને, વળી સભાગી નદીનાં નીર;

ચીર ઉતારી કાંઠલે મુકયાં, વળી નિરને સોપ્યાં શરીર.

અમે સભાગીયાં હોઇએ તો ઉતારી વેગળે મુકે ? સભાગીયાં નીર જેને આખુ શરીર સોંપી દીધું છે.

નીર કહે અમે શેનાં સભાગીયાંને, વળી ઉલટો ધુવે છે જોને મેલ;

સભાગી શાવલીંગા સુંદરી, એને રૂડો મળેરે કોઈ છેલ.

નીર કહે છે—શાવલીંગા સભાગીકે. તેને પરણે તે સભાગી; અમે શેના સભાગી; અમારામાં તે મેલ ધુવે છે.

શાવલીંગા કહે હું શભાગણીને, વળી સભાગી સદેવંતરાજ;
રૂઠયા રાજા માનશે, તો ભાઇ શુધર્યાં અમારારે કાજ.

ભાઇ હું સેની સભાગીયણ! પણ સભાગી મારા રાજા કે આટલું કરતાં રીસાઇ બેઠા છે, જો હવે મનાય તો સારૂ નહી તો મારા ફેરા અફળ થસે, એમ કહી વાડીમાં ચાલી.

ચોપાઇ—શાવળીંગા રૂપસરૂપ, વાડી દિશા ચાલીયાં
કાજળ કાળી રેખ, નેણુમાં ડાલીયાં,
સજયા સોળ શણગાર, આખરે સમારીયાં;
કે કંચનના બાંધીયા કાય, વાડીએ પધારીયાં.

શાવળીંગાને વેગજેથી ઉતાવળી શ્વાસ ભરી ચાલી આવતી જોઇને મનમાં વીચાર કરે છે કે એક ડગલું ન ભરે તે મારા સારૂ બે ગાઉ નદીએ જઇ પાણી ભરી લાવે છે મેં એને વગર વાંકે મારી એમ કહી પોતે કહે છે. હવે આવે એટલે ઝટ જમવા બેસવું પણ જ્યારે તે પાસે આવી એટલે વીચાર ફરી ગયો કે શું આપણે એને પહેલા બોલાવીએ? ગરજ હશે તો ધણીએ બોલાવતી આવશે હવે શાવળીંગા પાણી લઇ આવી. પાસે ઉભી પણ રાજા બોલતા નથી. ત્યારે શાવલીંગા રાજાને બોલાવે છે.

દોહરો.

રૂડી ચંપા કેરી છાંયડીને, વળી વાયરે શીયાળુ વાય;
જમી લોને રાજનનેં વળી ભોજન ટહાડાં થઇ જાય.
હે મહારાજ! જમી લ્યો ભોજન ટહાડાં થાય છે.

પીરશ્યા વીના જોને પદમણીરે, એતો કામની કેમ ખવાય;
અવર પુરૂષનો ઓતરોરે, જુગતેરે જુગતે જમાય;

હે શાવળીંગા! તું કહે છે કે જમી લ્યો; જમી લ્યો પણ પીરસ્તી તો છે નહીં! તે સાંભળી શાવળીંગા બોલી–હે રાજ! હવે સાંજ તો પડવા આવી છે અને કોઇ જોવા આવશે તો મોટો વરઘોડો થસે, પણ મને તેની હરકત નથી, તમે જમો તો ખરા! હુ કોઇની બીક રાખતી નથી.

જેમ મેદની જોવા મળેને, વળી વીવામાં ફેર વરતાય;
તમે જમશો રાજનતો, વળી તેરે જમાડું મારા રાય.

હે રાજા! જો લોકની ઠઠ જોવા મળે ને મારો વીવાહ થઇ રહ્યો તેમ જમશો તોએ તેમ જમાડીશ.

સુણ શાવળીંગા સદેવંત કહેને, વળી વરતાઇ રહી બધીવાત;
હેતે ને પ્રીતે અમે પાળીશુંને, વળી નહી વટલાવું મારા હાથ

હે શાવળીંગા! હવે તો હું તારી સાથે પરણીને વર વહુ જમે છે તેમ જમીશ, તે સાંભળી શાવળીંગા બોલી.

સુણ સદેવંત શાવળીંગા કહે, ને વળી તનમાં રાખું જોને ટેક
આજ જમાડું મારા રાજને, વળી વીવા કરતાં વીશેષ.

તમારી એવી કરજી હશે તો મારા વીવાહ કરતાં વીશેષ રીતે જમાડીશ. તે સાંભળો સદેવંત કહે છે.

સુણ શાવળીંગા સદેવંત કહેને, વળી પાળોકે નહી પાળો પ્રીત;
હેતને પ્રીતે અમે પાળીએરે, તમને રાજવળાની રીત.

હે શાવળીંગા! હું તને મારા રાજવાળાની રીત આપું તો ખરો! પણ તું પાળે ત્યારે?

સુણ સદેવંત શાવળીંગા કહેને, વળી પાળીશું અમે પ્રીત;

હેતને પ્રીતે તમને અલજોને તમારી રાણિજીની.

હે રાજા ! અમે તે પાળીશું માટે અમને તે આપજો, એ સાંભળી સદેવંત મનમાં હરખ પામ્યો. તેમ શાવળીંગા પણ ખુશી થઇ પોતે કહે છે.

## સોહલો.

હશી હશીકામની જોને ઝાલે હાથને, સાંભળો રાય મારી સાચી વાત;
કોડેથી આજ જમીશું કંસાર, સઉ મરત લોક જુએ સંસાર.

હે રાજા ! લોક ભલે જુવે હું આજ કોડેથી જમીશ ને જમાડીશ; એમ કહી સદેવંતનો હાથ ઝાલે છે.

ચોપાઇ—ચંપા કેરી છાંગ જમાડુ રૂડા છેલને;
મેલી મરજાદ, કરૂ રંગની રેલને.
કરો કરોની વાત, ડરાવી હુંતો નહી ડરૂં;
આજ મનની મોજ, નહીતો વખ ખાઇને મરૂ.

હે રાજા હવે હું કોઇની લાજ મરજાદ ગણવાની નથી, મારી સાથે સુખની વાતો કરો અને મનની મોજ પુરો.

## દોહરો.

કહો તો કામની તુને હીરા દઉંને, વળી કહો તો આલુ ગામને ગરાશ;
મોઢે આવે તે માગજોરે, કામની તુને તુઠયા છુંરે આજ.

હે સ્ત્રી હીરા, મોતી ગામ ને ગરાસ જે માગ તે આપું; તારે જે જોઇએ તે માગ હું તને તુશમાન થયો છું.

કુડી લાલચને શુંએ કરૂને, એતો ખાધેથી ખુટી ખુટી જાય;
પણ એકવચન આપોઅલમેલડાને, તે જુગજુગ નહિ વીસરાય.

હે રાજા! એવા હીરા મોતીની લાલચ શું કરવા આપો છો. મારે ઘેર કાંઇ કમી નથી; પણ હુંતો કાંઈ એક તમારી પાસેથી વચન

માગુંછું જે જુગ જુગ વિસરીએ નહી તે સાંભળી સદેવંત કહે છે
એકતો મારાં ઘરકેરી ઘોરીયાને, એક મારા નેણાં કેરી જોને નારી;
તુજ ઉપરથી બીજી સુંદરીને, હું વારી નાખુ સોસોરે વાર.

હે સ્ત્રી ! કહે તો મારા ઘરની સ્ત્રીની માફક ઘણુ અને મારી સઘળી રાણીઓ તારી ઉપર વારી નાખુ. તે સાંભળી શાવળીંગા મનમાં કહે છે કે ઘડીમાં રીસાઇ જાય છે અને ઘડીમાં પાછા મળી જાય તેની સાથે પ્રીત કરીએ તે જનમ સુધી નમે તો સારૂ, નહી તો ફજેતી, એમ કહી રાજાને કહે છે.

નફ્ફત આવો નહોતી જાણુતીરે, નીકર પગડે ઉપાડતી જોય;
બેરે ઘડીરે કારણેરે રાજા ઘરના ગુલામરે ન હોય.

રાજા તમારા જેવા નફ્ફત કોઇ નથી ઘરના ગુલામની માફક રાત દીવસ રાખી કાઢી મુકો એમ થવાનું નથી એ સાંભળી રાજાને ક્રોધ ચઢયો કે મને તેં નફ્ફટ કહ્યો, પણ હું તને મુકનાર નથી એમ કહી તલવાર લઇ ઉભો રહ્યો.

સુણ શાવળીંગા સદેવંત કહેને, વળી મેલું તે મનની લાજ;
શીશ પડેને મારૂ ધડ લડેને, વળી તોએ ન મેલું તેને આજ.

સે.હલો.

તોએ ન મેલુ તને આજ, કેમ કરી રહેશે તારી લાજ;
સમશા સમજીને તું લે, અને કહેવું હોય તે અમને કહે.

એવાં રાજાનાં વચન સાંભળી વીચાર કરે છે કે રાજા મેલનાર. નથી કાં મારશે પણ હું એના રીસ ઉતારૂં.

દોહરો.

શીશ સલામત રાજવીને, તમે જુગ જુગ અમર રહો;
અમે ઘર દિશાએ ચાલીઆને, વળી કહેવું હોય તે કહો.

હે રાજા તમે આટલા બધા કોપાયમાન થઇને મારવાને અને મરવાને કેમ ઉભા થાઓ છો ? અમે અમારે ઘેર જઇએ છીએ, એવાં વચન સાંભળી સદેવંત રાજા તરવાર મ્યાન કરીને કહે છે કે જઇશ નહીં ગયા કેડે મને ગમશે કેમ! ને તને તો નહી મારૂ પણ મારો જીવ ખોઇશ, તે સાંભળી શાવળીંગા કહે છે.

ચોપાઇ—શીશ સલામત રાજ, એવી રીસ નવ રાખીયે;
પ્રેમ ધયાધો તમારે હાર, સબરસ ચાખીયે.
દીધાં હોય કીરતાર, તે તો આપણે ખાઇએ.
આલ્યા હોય દાન કથીર, સોનું કયાંથી પાઇએ.
સોનુ રૂપુ સ્વરૂપ, તેમાં નહી વાસનાં;
નફ્ત કીનો નાગરવેલ, ભુલ્યો નવ તારના.

દોહરો.

હમણાં એમ વરતાવશો, તો વળી કુળમાં કરીશજ કેર;
અમને આવડુ શીદ કહોને, વળી વીધાતરા શું તારે વેર,

સોહલો—વીધાત્રા શું તારે વેર, કહીએ તો લાગે કડવું ઝેર;
હવે નથી તું મારે હાથ, નોતરજ્યાં મહારાજની નાત.

રાજા કહે તારે મને ચીડવાને અહીં લડવું છે.

ચોપાઇ.

પણ આવડી શું કરોછો અલવાણ, પ્રીત તે જોયા જેવડી;
હે રંકને ઘેર રત્ન, વીધાતરા થઇ વેવલી.

હે રાજા તારા જેવા રાંકને ઘેર મારા જેવું રત્ન કયાંથી મળે સોએ તમે રીસાઇ જાઓ છો, રાંડ વિધાત્રાજ વેવલી છે કે આવા લેખ લખ્યા ? તે સાંભળી સદેવંત બોલ્યો.

દોહરો—સુણ શાવળીંગા સદેવંત કહેને, તું તો ભુલ્યો તે ભેદ બતાવ;
ભોજન કરીએ આપણ બેજણાને, વળી ઓરીરે તું તો આવ.
હે સ્ત્રી હવે રીસ નહી કર માટે પાસે આવ આપણે એકઠા બેશી જમીએ ત્યારે શાવળીંગાએ કહ્યું કે તમારી જોડે બેશીને વટલાઇ મરવું છે!
અમે વેપારી વાણીયાને રાજા, વળી પળીએ વેચતાં તેલ;
તમરે અમ વચે અંતર ઘણોને વળી ક્યાંર ચંપોને ક્યાંકેળ.
હે રાજા! અમે તો તેલના વેચનાર, જેટલો કેળ અને ચંપાનો અંતર છે એટલો તમારાને મારા વચે છે.
નથીરે વેપારી તમે વાણીયાને, ગોરી નથીરે વેચતાં તમે તેલ;
તમને અમમાં રાણી અંતર નહી, જેમ ચંપે વીટાણી નાગરવેલ.
હે શાવળીંગા! જેમ ચંપાને નાગરવેલ વીટાણી છે તેમ તું મને વીટાએલી છું હવે તારા મારા વચે આંતરો સો રહ્યો છે! વહાલામાં વટાળ હોય નહી મારા ભેગી આવીને બેસ.
શોનું જાણીને રાજા સંગ કરૂ, ને વળી નીપજે જાત કથીર;
કાયા વટાળી અને પત ખોઇએ. તો વળી સાંશા પડેરે શરીર.
હે રાજા તમે કહો તો તમને હું હાથે વતી જમાડુ પણ તમારા ભેગી બેસીને જમવાના નથી; કેમકે સોનુ જાણીને સંગ કરૂં ને મહીંથી કથીર નીકળે, તો કાયા વટાળી પછી વીમાસવું પડે. એવા વચન સાંભળી સદેવંતના મનમાં રોશ ભરાયો, તેથી થાળને ખસેડી મુકી હાથ લોઇ વેગળો બેઠો. હવે શાવળીંગા વિચાર કરે છે કે આ તો વળી ઉલતી પાળી પરા થઇ? રાજા પાછા રીસાયા તેથી રાજા પાસે જઇને કહે કે હું તો મશ્કરીમાં કહેતી હતી, એટલા સારૂ શું રીસાઇને બેઠા આવો આપણે ભેગા બેશીને જમીએ. તેમ તેમ રાજા અવળું જોઇ બેશે છે અને કહે છે કે હવે મારે ખાવું

જ નથી ત્યારે શાવળીંગા મહા રૂદન કરે છે ને રાજાના મોઢા આગળ ખોરા પાથરે છે તોએ માનતા નથી.

સોહલો.

નરની અંગાડી નારી ખોળા ધરે, તેમતેમ અલબેલો અવરો ફરે;
નારી બેઠી રૂદનજ કરે, આંસુડાની ધારા ઝરે,

તોએ રાજા મનમાં કાંઇ દયા લાવતા નથી, શાવળીંગાએ વીચાર કર્યો કે હવે હું રીસાઉ તે વગર એ માનસે નહી, એમ ધારી પોતે રીસાય છે.

ચોપાઇ—આંખે આંસુડાની ધાર, અલબેલી ઉઠીઆં;
નારે માનો મારા રાજ, હવે હું જાઉ ઉઠીયાં.
મરશે રાણીને રાજ, જવાબ તે માગશું;
પદમણી કહે છે રાજ, પ્રાણ અમે પાડશું.

હે રાજા! હવે તમે માનતા નથી તેથી પ્રાણ મુકીશ એમ કહી સાળુનો કછોટોવાળી કુવા ભણી ચાલી એટલે રાજા કહેછે કે કુવે પડી મને નામોશી આવશે; તેથી રાજા પોતે શાવળીંગાને ઝાલવા દોડયા અને કુવા ઉપર જતાં તેનું કાંડુ ઝાલીને પાછી ખેંચે છે તો એ માનતી નથી અને કુવા ભણી તણાતી જાય છે, ત્યારે સદેવંત નાના પ્રકારના કાલાવાલા કરી કરગરે છે ત્યારે શાવળીંગા કહેછે.

પાલવડે મત જુલ ભમરા તુ છે વાલમા;
અંબો હાથ ન લગાડ, આંબા છે રાવળા.
કાચી કલીયુ મત તોડ, તુટગીરે ડાલીયાં;
છેડા હમેરા છોડ, દેઉંગી તને ગાલીયાં.

હે સદેવંત તુ મારો પાલવ મુક, અને મારૂ કાંડું ઝાલો છે તે અરડાઇ જશે તેથી હું તને ગાળો દઇશ. તે સાંભળી સદેવંત કહે છે

ગારો દેને દશવીશ, ગાળો તારી સાંખશુ;
તુજ સરખી નાર, તે તો ઘેર રાખશુ
શેઠ મોટા શાહુકાર, લુંટાગે પુલ વાડીયા;

હે સ્ત્રી! તું મને ગમે તેમ ગાળો દે, ગમે તેમ કહે પણ હું તને મુકનાર નથી હું તને કાલાવાલા કરૂં કોટમાં હાથ મુકુછું તોએ તું મને ગાળો ભાંડે છે એવી રીતે શાવળીંગાને ઘણી રીતે સમજાવે છે પણ માનતી નથી ત્યારે રાજા સમ ખાયં છે કે જો હું તને દગોદઉ અને તારાથી બેઇમાન થાઉં તો મારા પીતા શાલીવાહનના સમ છે એમ કહી રાજા ગદગદ કંઠે થઇ રહ્યા છે શાવળીંગાએ વીચાર કર્યો કે જો હું ઘણી રકઝક કરીશ તો મારા ઉપર કોપાયમાન થઇ કાં મારૂં કે કાં એમનું માથુ જુદુ કરશે, માટે હવે બોલું એમ કહી કહે છે.

દોહરો—પદમણીને તો પ્રીત ઘણીજે, વળી રાજા ઝાઝેરી રીસ;
ઓરાં તેડીને ચોકમાંરે, મારૂં વાઢીરે લેશો જોને શીશ.

હે રાજા! હું પ્રીતમાં આમ કરૂ છુ. પણ તમે ઘણા રીસાવળાછો માટે પાસે બોલાવી માથુ કાપી લ્યો તેથી બીહું છું પછી બંને જણ થાળ આગળ આવી જમવા બેઠાં, અને નાના પ્રકારના હાસ્ય વીનોદ કરતાં જાય છે અને અરસપરસ એક એકનાં મોઢામાં કોળીઓ ઘાલતાં જાય છે. રાજા પોતે હેતમાં શાવળીંગાને ઘણું ખવરાવે છે ત્યારે શાવળીંગા સદેવંતને કહે છે.

અન્તથી અદકુ કોઇ નથી, ને રાજા સજણુ રજણુ કે સેણુ;
જમી લ્યોને ઠાકરારે, વળી નેહ કરે છે જોને નેણુ.

હે રાજા! અન્નથી કોઇ મોટું નથી, કાં સુજનને રંજન કે

હેતાં ચાંદની રાત તે બધા અન્યથી ઓછા હેતવાળાં છે આપણી આંખો નેહ કરે છે માટે એક એકના મોઢામાં ઘાલ્યા કરતાં વધારે છે, માટે તમારે હાથે જમી લ્યો.

ચોપાઇ—ભોજન કરતારે જાઓ, નીરખો તમે નેણુશું;
અંતર રાખુ આજ, સદેવંત સેહેજશું.
કોડે જમુ કંસાર, પદમણી અતી પ્રેમશું;
રીત અદકેરી હોય, બોલાવોને વેણુશું.

હે રાજા ! જમતા જાઓ અને આંખે જોતાં જાઓ અને મહોડેથી વાતો કરો પણ ઘડીએ ઘડીએ મને કાંઇ ગોધા મારો છો કાંઇ ગળામાં હાથ તો ઘાલોછો અને ચુટીઓ ખણોછો, તે શું કરવા કરો છો ? હુ આજ તમારા ભેગી બેસી કાંઇ કસર રાખનાર નથી.

જીુગતે કરીને કોઇ, રાજાને જમાડીયા;
મનગમતા મુખવાશ, અલબેલાને આપીયા.
કયારની કરૂછું અરજ, હાથ મેંતો જોડીયા;
શીખ દેને મારા શામ, જીવ મારા ઉદાશ થયા,

હવે શાવળીંગા હાથ જોડીને કહેછે કે જમતાં જમતાં આખો દહાડો વહી ગયો. માટે મને રજા આપો તો હું જાઉં કેમકે મને વાર થઇ તેથી હમણાં ગોર પેલા કાણીયાને ગોકલશે ને તે અહીં આવશે તો પછી ફજેતી થશે. માટે મન હશે તો માળવે મળીશું. તે સાંભળીને સદેવંત કહે છે.

## દોહરો.

પદમણી આવ્યા શુરે જાણીને, વળી શું જાણે ચંપાને રશાળ;
સુડા તારી સાખ્યો પુરશેને, વળી પદમણી તુતો પાસા ઢાળ્ય-

હે સ્ત્રી ! જરાવાર અહીં બેસ. અત્યાર સુધી તો રીસાવા મ-

નાવામાં વખત ગયો; ત્યારે શાવળીંગા કહે છે કે હે રાજા! આવી ઉતાવળમાં મને ખોટી કરવાનું કહોછો પણ ગોર પુછશે તો હું શું કહીશ? ત્યારે સદેવંત કહે છે કે તું ગમે તે જવાબ દેજે પણ જરા વાર તો બેશ તો ખરી, તે સાંભળીને શાવળીંગા કહે છે

સુંણ સદેવંત શાવળીંગા કહે, ને મારા હઇડામાં આવે છે વિચાર;
ઓરાં અમે આવીએને, તમારા પંડિતનો નહી પાડઆર.

હે સદેવંત? રાજા હું તમારી પાસે આવું તો ખરી પણ મારા મનમાં વિચાર આવે છે કે તમે ઘણાં રીસાળવા છો તેથી તમારા ઘંડતો પતીયાર પડતો નથી.

સુણ સાવળીંગા સદેવંત કહેને, મેતો મેહેલ્લીછે મનની માણ;
પદમણી ઓરાં આવેજોને, વળી શાખ્ય લખુ શાલીવાન.

હે સ્ત્રી મારા બાપના સોગન ખાધા તોએ તું માનતી નથી પણ જો હું તારાથી દગો કરતો મારી સાત પેઢીના સમ છે એમ કરી પછી તરવાડ ઉઘાડી કરીને કહેછે કે આ શક્તિ મને પુછે? રાજાનો ઘણો આગ્રહ જોઇ શાવળીંગા બહુ ખુશી થઇને રાજાને કહે છે

શમ તમારા અમે પાળીયાને, આ લોહ ધારા શુરે કરંત;
અમે વેપારી વાણીયારે, રાજા દેખી દેખીને ડરંત.

હે રાજા? હું તમારા સમને માનુ છું પણ આ ધારવાળુ લોહોડુ શું કરવાનું છે કે તેને વારેવારે ઉઘાડુ કરો છો અમે વાણીયા તે જોઇને બીહે છીએ, તે સાંભળીને સદેવંત તલવાર મ્યાનમાં કરી નાખી દીધી અને સાવળીંગાનો હાથ ઝાલી ભોય ઉપર બેસાડી.

સોહલો.

ચંપાને થડે બેઠા જોડા જોડ, ઉપર સુડા કરે કલોલ;
નરને નારી બેઠાં ઓળાઓળ, ન દીસે ખાંપણુ કે ખોડ.

ચોપાઈ—ચંપા કેરી છાંય, સાલ કેરો સાથરો;
મુખશું મુખ મીલાવ, ચુંબન અલબેલો કરે.
અરસપરસ વદતાં મીઠી વાત મુખમાંથી મોતી ઝરે;

બંને જણ ચંપાની છાયા તળે સાળના પાથરા ઊપર રત્ન જડીત ઓછાડ પાથરી બેઠા છે અને એક એક અરસપરસ નાના પ્રકારના હાસ્યવિનોદ કરે છે ? હવે નીશાળમાં ગોર છોકરાંને કહેછે સાંજ પડીને હજી સુધી વાડીએથી કોઇ આવ્યું નહી માટે કોઇ ખબર કહાડવા જાઓ ] ત્યરે કાણીઓ કહે સાહેબ કહો તો હું જઈ આવું ? ગોર કહે તું એકલો જઇશ તો કુંવર મહા રીશાળવો છે માટે નો ભાઈબંધ બાડીઓ કરીને મહા ખંધો હતો તેને લઈને બંને જણા વાડી ભણી દોડવા ચાલ્યા ગોરે વિચાર કર્યો કે એ છોકરા છે માટે હું પાછળ પાછળ જાવું નહીતો એમનો કાંઇ ઘાટ ઘડાઇ જશે એમ ધારી ગોર પોતે હાથમાં લાકડી લઇ ધીરે ધીરે પાછળ ચાલ્યા જાય છે.

### દોહરો.

ચોર નીસાળીયા શાવધ કર્યારે, વળી વાડીએ મોકલવાને કોય;
સદેવંત શાવળીગા ગયા વાડીએ એને જઈ આવોને જોય.

ચોપાઇ-જઈ આવોને જોય, હજુ લગણ શું કરે;
લોકડીયાંની લાજ, હઈયામાં નવ ધરે.

હવે પેલો કાણીઓને બાડીઓ બે વાડની બહાર ઉભા રહીને જુવે છે તો બંને જણા ચંપાના થડ નીચે જોડાં જોડ બેઠેલા છે તે સામો હાથ કરીને કાંણીયો બાડીયાને બતાવે છે કે જો પેલા કેવાં નીરાંતે બેઠેલાં છે, તેટલામાં શાવલીંગાએ બાડીયા તરફ જોયું

તે કાણીઓ દીઠો, એટલે ઝડપ ઉઠતી કે લુગડાં સજ કરી હાથમાં થાળ લઇ સદેવંતને તેમના તરફ લાંબો હાથ કરી કહે છે:

બેઠાં છે જોડા જોડ ચંપા કેરી છાંયડી;
શીખ દયોને શામ દહાડો રહ્યો છે બે ઘડી.

એટલે સદેવંત સુરજ જોવાને વાડ ભણી નજર કરી તો છોકરા દીઠા એટલે તલવાર તાણીને તેમની પાછળ ધાયો. એટલે છોકરા પોતે મુઠીઓ વાળીને નાઠા. નાસતા નાસતા ગોર સામા મળ્યા, એટલે ગોરને કહે છે.

દોહરો.

અમને વીતીતે તમને વીતશે, ને તમે સાંભળો પંડીત પ્રવીણ;
સરખે સરખા મોકલ્યાને, ગોર તમે અકલના હીણ.

હે મહારાજ! તમે જાઓ છો તો ખરા, પણ અમને વીતી તે તમને વીતશે તમારી અકલ બકલ ફુટી ગઇ હતી કે આવા ડાહયા થઇ બે સરખે શરખાને મોકલ્યા છે. તે સાંભળી ગોર કહે છે કે ભાઇ ત્યાં એવું છે? ત્યારે કાણીયો કહે સાંભળો.

ચીર ઉપર ઓઢી ચુંદડીને, વળી પીળી પામરીયાં;
લાલરે કુંજન બચોરીયારે, જેમ સજોરે જડીયાં.

હે મહારાજ ચીર ઉપર ચુંદડી ને તેના ઉપર પીળી પામરી ઓઢી છે ને જેમ લાલ કુંજન બચોરીયાં ભેગાં લપાઇને બેસે તેમ બેઠાં છે. ગોર કહે એતો ઠીક, આપણી પણ વાડીની શી ખબર છે ત્યારે કાણીઓ કહે સાંભળો.

સાઢીને કાપ્યો સાથરોને, વળી અડધી તેસુડા ખાય;
ગોર તારી વાડીઓરે, તેતો ભેરાઇ જાય.
આંદા ભરાવ્યાં મેહેતા ખીંટીએને, વળી શીરાઇ ઝોકા ખાય;

શાલ દુશાલા પાથર્યારે, ત્યાંથી બેઠા સદેવંત રાય.

એ સાંભળી ગોર મહા ઉદાશ થઇ વાડીના ઝાંપા આગળ આવીને ઉભા છે. હવે શાવળીંગા મહા ઉદાશ થઇ રાજાને કહે છે.

ચોપાઇ—સીલવંતીની શીલ, પ્રતમા પાળીયા;
તમે રાજવંશી કુળ રૂપ, અમે જાતના વાણીયા.
સીલવંતા રાજા જોઇ, તમારા સાંભળે;
ભવો ભવ ભરથાર, વાલમ નહી વીસરે.

દોહરો.

હું પડદે રહેતી પદમણીને વળી દીવસ ન દીઠો જોને કોય;
સાચુ માનો શદેવંતરે, મારૂ દુશ્મન કોણજરે હોય
અતીતને લોટ આપી, વળી નઇએ ઉતર્યાં મારાતખ;
તે દહાડેથી ચટપટ લાગીરે, મને ઘડીએ ન રહેતું જોને સુખ.
અદક પાંસળી આવીઓને, મારા ઘરમાં ગયેલ ઘાટ:

હે રાજા તમારૂ શોજ મને ઘણું સાંભળે છે. એમ કહી રૂદન કરે છે, તે જોઇ સદેવંત કહે છે કે તું મને રજા આપ.

આ જીભે જાઓ નહી કહુ ને વળી કહું તો જીભ કપાય;
જાતાં તમને જાણીનેરે, મુને વધીરે વીસામણુ થાય.
વાડીથકી વળીયાને વળી ચરચર દાઝે મન માંય;
તમને મુકતા સાહયબારે, મુને વાડી તે ખાવા જોને ધાય.

હવે શાવળીંગા પોતે દીલગીરી થઈ લુગડાં સજી હાથમાં થાળ લઇ ઘરભણી ચાલે છે અને સદેવંત પણ ઉદાશ થઇ પોતાના વસ્ત્ર હથીયાર સંભારી ઘરભણી જતાં પોતાના મનમાં કહે છે.

સોહલો.

હાયરે સુદર મારી ચાલી જાય, ને વાડી મને ખાવા ધાય;

કાણીયે બગાડી મારી સારી હેર, ઉદાશ થઇ રાજા ચાલ્યા ઘેર.

રાજા પોતે કાણીયાને ગાળો ભાંડતા આડે રસ્તે થઇ ઘર ભણી ચાલ્યા અને મહેલમાં જઇ બેઠા હવે શાવળીંગા વાડીના ઝાંપા આગળ થઇ ત્યાં ઘેર કહે છે ભાત આપી પાછાં આવવું કે અહી બેશી રહેવું ? મારી વાડી બેદાનમેદાન કરી નાંખી ? તેની ધમકીના અવાજ સાંભળી શાવળીંગા ગોરને કહે છે.

તમોને ગોર નમસ્કાર, ને વાડીમાં મને નથી લાગી વાર;
સાલ વાઢીને સાથરો કર્યો, બીજો બગાડ કાંઇ નથી કર્યો.
ગોર તમારી વાડીએ ગઈ, ફુલછે પણ તેમાં વાસના નહી;
ફોગટ ફેરો અમને થયો, રાજા તો કેઇ વારનો ગયો.

હે મહારાજ ! રાજા તો ઘણીવાર થઇ ગયાછે તેમાં મે જાણ્યું કે લાવને હું થોડીવાર હમણાં સુડા ઉડાડુ તેથી મને વાર લાગી તે સાંભળી ગોર કાંણીયાને કહે છે કે તું કહેતો હતો કે બેજણ બેઠાં છે તે કયાંછે ? કાંણીયો કહે—સાહેબ હમણાં હતાં ત્યારે શાવળીંગા કાણીયાને કહે મુવા હમણાં હતા તો કયાં ગયા શું પાંખો કરી ઉડી ગયા ! તુંજ લડાઇખોરો છે કે જેને તેને જુઠુ સાચુ ભરાવે છે ! હવે ગોર શાવળીંગાના લુગડાનો ડોર ફરી ગયેલો જોઇ શાવલીંગાને કહેછે.

દોહરો.

ગુણકા કેરી થઇ છોકરીને તેંતો માંડયો ગુણકાનો ઘાટ;
કોણે ચીર તારાં ભીંજાવીયાંને, વળી કોણે લગાવ્યા હાથ.

હે શાવળીંગા ! તારાં ચીર કોણે પલાળીયાં ! તે સાંભળી શાવળીંગા ગોરને કહે છે.

નથી ગુણકાની હું છોકરીને, ગોર નથી ગુણકાનો મારો ઘાટ;
મારાં ચીર કોણ ભીંજાવશેને, મુને કોણ નચાવેરે હાથ.

હે ગોર! ચીર મારાં કોણ પલાળનાર છે. તે સાંભળી ગોર કહે છે. તારી અતલસની કાંસળી ઉપર જે જમાડવા મોર હતા તે પણ ઉખેડી નાંખ્યા ? તે સાંભળી ગોર કહેછે.

લીલી અતલસનું તારૂં કાપડુને, માંહી ઝીણા ઝીણા ટાંકેલ મોર;
મોર તારા કોણે ઉખેડીયાને, એવો કોણ મળ્યો તે તને ચોર.

તારી અતલસની કાંસળી ઉપર જે જડાવના મોર હતા તે પણ ઉખેડી નાખ્યાં ? તે સાંભળી શાવળીંગા બોલી.

સેજ અતલસનું મારૂ કાપડુંને માંહી ટાંકેલ ટઉકેરે મોર,
ગોર તમારી વાડીએ ગઇ ને, મને સદેવંતે કીધી ઝકઝોર.

હે ગોર! તમે મને કયારના જુઠા આળ મુકો છો, ત્યારે જાઓ સદેવંતે મારા મોર ઉખેડી નાખ્યા અને ચીર પલાળ્યાં.

ચોપાઇ—શીખ દીયોને ગોર, ઘર દીશાએ ચાલીએ;
રૂડાં વધામણાં આજ, પીતાજીને આલીએ.
પછી ગોર પાસેથી શીખ લઇ ઘર ભણી જાય છે.
સાવળીંગા રૂપ સ્વરૂપ, ઘર દીશાએ ચાલીયાં;
આવે છે મોહોલા માંય, પીતાજીને ભાળીયાં.

જેવી શાવલીંગા પોતે મોહોલમાં જાય છે તેવીજ તેના બાપે દીઠી ત્યારે વીચાર કરે છે.

## સોહલો.

કંથ જોગ થઇ કુંવરી વીશાળ, હાલી માથે બેસે છે આળ;
હવે નહી રહે આપણે હાથ, માટે નોતરીએ માજનની નાત.
મોતીએ મેલાં સોને સજો, ચાલતુ નીર સાગરમાં ભળે;
કન્યાનો હવે નથી કાળ, વાર કર્યાનો હવે નહી વહેવાર,
હવે છોડી પરણવા જોગ થઇ, તેથી ઘડીયાં લગ્ન લેઇ પરણાવી

દેવી હવે સદેવંતને કાંઇ સુઝ પડતી નથી મધરાતને સમયે પલંગ ઉપર સુતા શાવળીંગાનો મેલાપ તુટયો તેવી ઝંખના કરે છે એટલામાં ઉંઘ આવી તેથી ઉંઘી ગયા અને ઓચીંતાનુ તેને સ્વપ્ન થયું કે જાણે હુને શાવળીંગા બંને જણુ ચંપાબાગમાં બેઠા છીએ ને હુ ગળામાં હાથ નાંખવા જાઉંછું તેમ પોતે ઊંઘમાં લાંબો હાથ કરી નાખ્યો એટલે જાગી ઉઠયો ને જુવે છે તો ચંપાબાગે નથી. ને શાવળીંગાએ [illegible] ફકત પોતાના હીરામણ પોપટના પાંજરા શીવાય બીજું કાંઇ દીઠુ નહી. તેથી મહા નીરાશ થઇ કહે છે.

### દોહરા.

સ્વપ્ના તુંતો સુલતાન ભયોને, વળી રહયો નહી સારી જોને રાત;
કામણગારી વીયોગે ગઇ, ને વળી હેતેરે મેં નાંખ્યો હાથ.

હે સ્વપ્ના ! તું સારી રાત કેમ ના રહ્યું જો તું સારી રાત રહ્યું હોત તો મારે શાવળીંગાનો મેળાપ રહેત, પણ આતો ઉલટો વીયોગ થયો.

ચોપાઇ— હેતે ગળામાં નાંખ્યો હાથ, ચમકીને ઉઠીયાં;
ઉઠ કહુંતાં જીવ કલપાય, મજા નવ લુંટીયાં;

હે સ્વપ્ના ! હેત કરીને હુ ગળામાં હાથ નાંખવા ગયો પણ જાગવું પડયું ને ઉલટો જીવ કલપાવા લાગ્યો.

હઇયામાં મોટી છે હામ, મનનીરે મનમાં રહી;
કોને કહુ વાત, કામના તે વિયોગે થઇ.

પછી પોતે પલંગ ઉપરથી, ઉઠીને મહા નીરાશ થઇ ઝરૂખે આવી જુવે છે તો શાવળીંગાનો મહેલ દેખાય છે તે જોઇ પોતાના હીરામણ પોપટને કહે છે.

### દોહરો.

શો શો કોશે જોને શેણું વશેને, વળી અહીંયાં તે ક્યાથી હોય;

સુણુરે સોહાગી સુડલાને, વળી તેતે કોણુ તે આવે જઇ જોય.

હે પોપટ! આ શાવળીંગાનો મહેલ દેખાય છે પણુ મારે મન તો સો કોશ જેટલો વેગળો છે ને તેની હવે કોણુ ખબર લાવે એવું છે. તે સાંભળી પોપટ કહે છે.

નોકર છું તમારા ચાકરને, વળી જ્યાં મોકલો ત્યારે જાય;
લખવું હોય ત્યાં લખજોને, તમારા મન માન્યાં કામ થાય.

હે રાજા! તમારો હું ચાકર છું ને તમે એમ શું બોલ્યા કે તેની કોણ ખબર લાવે? આવી રીતે પોપટનાં વચન સાંભળી રાજા ઘણો હર્ષ પામ્યો ને કાગળ લખી પોપટની કોટે બાંધ્યો તે લેઇ પોપટ ચાલ્યો સાવળીંગા મહેલામાં સુતી છે તેને પણ સદેવંત જેવું સ્વપ્ન આવ્યું ને તે ઓચીંતી ઝબકીને જાગી તો કંઈ દીઠું નહી. પછી પોતે નીરાશ થઇ પોતાના પલંગ સામે એક મોટો તકતો બાંધ્યો છે તેમાં પોતાની છબી જોઇ કહે છે,

પાન આવ્યું તે મુખ લાલરે, તારાં અમૃત જેવાં જોને વેણુ;
સ્વપ્નામાં દુઃખ દેઇ ગયાને, વળી લાલરે તારાં જોને નેણુ.

## ચોપાઈ.

જબરી લાગી નેણુકી ચોટ, તુને બરછી લીની મારને;
તેરે મારનેકી દાદ ફરીયાદ, કીસે મેં જાઉં પોકારને.

હાકેમ મારે હુકમ શું, સજન છેહ દેઇ ગયા;
કહેતાં જીવ કલપાય, મનના વીચાર મનમાં રહ્યા.

હે રાજા! સ્વપ્નામાં તમારાં નેણુ જોઇ અને તમારાં વેણુ સાંભળી મહા ખુશી થઈ હતી, એવું બે ઘડી રહ્યું હોત તો મારો જીવ ખુશીમાં રહેત, પણ આ તો જાગીને ઉદાસ થવું પડયું આવી રીતે મનને વિશે ચિંતા ધરી ઉદાસ થઇ શાવળીમા પોતે બારીએ આવી

બેઠી છે ને સામો સદેવંતનો મહેલ દેખાય છે તે જોઇ કહે છે.

**દોહરો.**

સામી મેડીએ મારા સજન વશે, વળી કોણ લાવે તે સમાચાર;
પ્રથમ લેઇ ચાંપુ મારા ઉમમારે, વળી આપુ તે માલ અપાર.

જો આ વખત કોઇ મહારાજાની મેડીએથી રાજાના સમાચાર લાવે તેને મોં માગ્યો સરપાવ આપુ એવો તુરંગ ચલાવે છે. એટલામા પેલો પોપટ રાજાની ચીઠી લઇ આવતો જોયો, તેથી પોતાના મનને વીશે ઘણી ખુશી થઇ રાજાની ખબર પુછે છે ત્યારે પોપટ કહે આ ચીઠી વાંચી જુઓ ? ચીઠી લેઇ મહા આનંદ પામીને કહે છે.

ભલે આવ્યો સભાગી સુડલા, વળી બધા લાવ્યોરે સમાચાર;
વારી વારી લેઉ તારાં વારણાંરે, તને આપુ એકાવળ હાર.

હે પોપટ ! તું ભલે આવ્યો, ને રાજાના સમાચાર લાવ્યો, તને વધામણીમાં આ હાર આપુંછું. એમ કહી પોપટની કોટમાં નાંખવા જાય છે એટલે પોપટ શાવળીંગાને કહે છે.

અખંડ રહો ગોરીબાને, વળી અખંડ તારોરે અવતાર;
લખવું હોય તો લખજોને, પંખી શું કરે તમારો લેઇ હાર.

હે સ્ત્રી ! તમે અખંડ રહો ને તમારો અવતાર પણ અખંડ રહો મારે હારને શું કરવો છે ! કાંઇ લખવું હોય તો લખા આપો તે લેઇ રાજા પાસે જાઉં પછી શાવળીંગા કાગળ વાંચે છે.

તું સભાગી સુડલોને વળી કંઇ ઉડી ઉડી જાય;
સોને મડાવું તારૂં પાંજરૂંને, રૂડા મોતીએ લેઉરે જડાય.
સુનું મંદીર સુના માળીયાં, ને વળી સુનુરે બધું ગામ;
જે દીન રાજન વીયોગે ગયા, તે દીન મને નીંદ્રા હરામ,
વારી વારી લેઉ વારણાં, ને વીરા બેક ઓરો તુંતો આવ;

સંદેશો લાવ્યો મારા સામનો, તે હું વાંચુ ને તું વંચાવ.

ચોપાઇ—ચંપા કેરી છાંય, શાળ કેરા સાથરા;
કોડે આવ્યો છે કોઇ, તેતો નથી વીસર્યાં
હઇયાની જે ઝાઝી હોંશ, તે મનની મનમાં રહી;
કહેતાં જીવ કલ્પાય, કામની તું વીયોગે ગઇ.

હે સ્ત્રી! તારી જે પ્રીત તે હું જરાએ વીસર્યો નથી અને તું વીયોગે ગઇ તેથી મારો જીવ ઘણો કલ્પાય છે, એ વાંચી શાવળીંગા કહે કે રાજાને મારા ઉપર ઘણું હેત છે, પછી પોતે કાગળ લખી પોપટની કોટે બાંધ્યો, અને પોપટને કહ્યું ભાઇ રોજ એક બે વખત રાજાને ત્યાંથી સમાચાર લેઇ મારી પાસે આવજે, પોપટ કહે સારૂં. એમ કહી ચાલતો થયો. હવે પોપટને ત્યાં વાર થઇ તેથી કુંવર મહા ચીંતા કરે છે.

પોપટ પંખીની જાત, કાં ભમાવીયો;
ગુણવંતો ગંગારામ, હજુ નવ આવીયો.

રાજા કહે કે કોણ જાણે રાંડે ભમાવીને ત્યાં બેસાડી મુકયો એવામાં પોપટ આવ્યો, તે જોઇ રાજા કહે છે,

## સોહલો.

પોપટ પંખી ચતુરસુજાણ, પઢો પોપટજી તમે શ્રી ભગવાન;
ગુણવંતો આવ્યો ગંગારામ, તે કીધાં મારાં સરવે કામ.

પોપટ તું આવ્યો તે ઠીક થયું હવે મારૂં, બધુ કામ સફળ થશે; પછી શાવળીંગાનો કાગળ રાજા વાંચે છે.

ચોપાઇ—સારા સમાચાર, લખીને તમે કાવજો;
મારે મહેલ રાજ્ય, એકવાર તમે આવજો,
એથી મળેરે એકાંત, અમનેરે તેડાવજો;
અમને મળેરે એકાંત, તો તમે વહેલા આવજો.

રાજા વાંચીને ગણુા ખુશી થયા એમ કરતાં પ્રભાતમાં પહોર ચડ્યું એટલે શાવળીંગાના બાપ પદમશા શેઠે પોતાનાં સગાં તેડાવી વીવાહની તૈયારી કરવા માંડી.

શેઠ મળી શાહુકાર, હડતાલો હાટે દીજીએ;
શાવળીંગા કેરાં લગ્ન, ઘડીઆં આપણુ લીજીએ.
ગોરને તેડાવ્યા આજ, લગ્ન લખાવીયાં;
ઢમ ઢમ વાગ્યાં ઢોલ, ગાય છે સાહેલીયાં.

સોહલો.

ચોખા કંકાવટીને લગ્નજ શાર, લગ્ન વધાવે વારંવાર;
સાતમને શોમવાર, લગ્ન કહેવાય, પધારજો તમે રૂપાશાય.

ચોપાઇ—શંકર તેડાવ્યા ચાર, લગન લખાવીયાં;
ગામે ગામથી કોઇ, સંગાંઓને તેડાવીયાં
સાતમ સોમવાર, આઠમપર આવજો;
કોચવી માણેકથંભ, માંડવા રોપાવજો.

શાવળીંગાના બાપે લગન નીરધાર્યા અને ગોરને શાવળીંગાને સાસરે મોકલ્યો. હવે રૂપાશાએ પોતાના સગાં વહાલાંને બોલાવી તૈયારી કરી. પછી સવારના પહોરમાં રૂપાશા શેઠ હાથી, ઘોડા, પાલખી રથ તથા ઊંટ સાથે તમામ જાન લેઇ નીકળ્યા, તે સાંજરે મુગીપર પાટણ આવ્યા અને ગામની ભાગોળે તલાવ ઉપર પડાવ નાંખ્યો ને પોતે બંદુકોના અવાજ કરવા માંડયા, એટલે પદમશાહ શેઠને ખબર થઇ કે જાન આવી માટે આપણે સામા વરઘોડા ચઢાવી સામઇયું કરી જાનીવાસે તેડી લાવીયે, પછી શેઠ પોતાનાં સગાંવહાલાંને તેડી વરઘોડો ચઢાવી તેડવા ગયા, હવે ઘર આગળ શાવળીંગાને તેની સાહેલીયો છે પછી શાવળીંગા વિચાર કરે છે કે હમણાં જો કહું-

રાજાને મળું તો લાગ ઠીક છે તેથી સાહેલીઓને કહે છે.

સોહલો.

શાવળીંગા મનમાં કરે વીચાર, લગન તો આવ્યું સાતમશોમવાર
ન જોઇ મેં બંકી બજાર, ન જોયાં મેં ચંદનના ઝાડ.
ન જોઇ મેં નગરમાં વાટ, ન જોયા મેં ગાંધીનાં હાટ.
નથી જોયા પનઘટના ઘાટ, સાસરે જઇ શી કરશું વાત.

હે સખી! હવે મારૂં લગ્ન આવ્યું ને મેં આપણી બંકી બજાર ને ચંદનબાગમાં ચંદનનાં ઝાડ જોયાં નથી ને હું સાસરે જઇસ ને મને ત્યાં કોઇ પુછશે તો હું એને શો ઉત્તર આપીશ, માટે તે આપણે જોવા જોઇએ તે સાંભળી સાહેલીયો કહે છે કે બાઇ એક ગાઉ સુધી જઇને એમાં તે શું જોવું છે શાવળીંગા કહે ત્યાં નાના પ્રકારના ફુલ ફલાદીક ને બીજા મેવા પણ ઘણી જાતના પાકે છે તે ખાવાની બહુ રમુજ પડે છે એવી રીતે લાલચ દેઇને સાહેલીઓને સમજાવી પણ શાવળીંગા મનમાં વીચાર કરે છે કે રાજાને શી રીતે તેડાવું.

સોહલો.

કરમ મારૂં એવું અભાગીયું, ન બન્યો રાજાનો એકે લાગ;
સુડાની સાથે સંદેશો કહુ, રાજાને તેડાવી લઉં.

શાવળીંગા પોતે કહે છે કે આટઆટલા લાગ તો મારા ફોગટ ગયા ને જતાં જતાં જરા લાગ આવ્યો તો તેમને સંદેશો કોની જોડે કહાવું? એવો વીચાર કરે છે એટલામાં પોપટ રાજાની ખબર લેઇને આવ્યો તે જોઇ શાવળીંગા કહે છે કે ભાઇ! આ ચીઠી તને લખી આપું છું, તે તું તાકીદથી રાજાને આપ એમ કહી ચીઠી લખે છે.

ચંદનતલાવડી રાજા ચંદનબાગ, ઘડી બે ઘડી બેસવાનો લાગ;
ત્યારે આવો મારા સુંદર સ્યામ, પુરીશું હૈયાની હામ.

હે રાજા ! તમે ચંદનતલાવડી ઉપર ચંદન બાગમાં આવો તો આપણે ભેગાં થઇશું, એવું લખી પોપટની કોટે બાંધી તે પોપટે રાજાને આપી. રાજા ચીઠી વાંચી ખુશી થયા હવે સાવળીંગા પોટે સાહેલીઓને લઇ બંકી બજારમાં થઇ ચાલતી જાય છે.

ચોપાઇ—છુટે પટેરે નાર, આવેરે અલબેલીયાં,

વણુજ કરતારે વેપાર વાણીયા સરવે ભુલીયાં.

અમીરને ઉમરાવ, મુરછા સરવે પામીયાં.

શેઠ મોટા શાહુકાર, ઠેરા ઠેર ઠરી ગયા.

આવી રીતે બજારમાં પોતે કંઇકને મુરછામાં પાડતી ચાલી જાય છે: તે શહેર બહાર નીકળીને જ્યાં ચંદન તલાવડી છે ને તેની પાસે નદી વહે છે તેમાં રમવા લાગી.

દોહરો.

ધન ધન નદી ભર રામઝીને, ધન લીલારે લીલા તહીયાં;

થોકે થોકે દેહરાને, વળી પદમણી પુતળીયાં.

ચોપાઇ—પદમણી પુતળીયાં, ઝબુકે જેમ વીજળી;

એકશું એક અલબેલ, મુખેરે અતી ઉજળી.

નજરો તણું ન્યાલ, લીએ બેઉ તાલીયાં;

કે ધનરે ભગેશર બાગ, રમતી સહુ સાહેલીયાં

નદીમાં સર્વ નહાય છે ને તાલીઓ લે છે ને અરસપરસ એક એક સામા દુહા કહે છે. ત્યાં સદેવંત આવ્યા ને સાવળીંગા સદેવંતના સામું જોયું એટલે સર્વે સાહેલીઓએ પણ રાજા સામુ જોવા માંડયું, પછી સદેવંતે વિચાર્યું કે આ બધી વાત જાણી જશે તો પછી શાવળીંગાથી મારી પાસે આવી શકાશે નહી, માટે હું આઘો જાઉં એમ ધારી પોતે નદીની સામી તીરે જઇ પગ ધોવા માંડયા. એટલે

સાવળીંગાએ કહ્યું.

## દોહરો.

સખી સરોવર આપણેરે, વળી ઘસી ઘસી ધુવે કોણ પાય;
દુખેરે થાઓ રાજા દુબળારે, વળી લાંબીરે કરકર બાંય.

સાવળીંગાએ પોતાની સાહેલીઓને લાંબો હાથ કરી કહ્યું કે આ કોણ આપણા સામો બેશી પગ ધુવે છે ને રાજાને લાંબો હાથ કરી સમશામાં ચંદનબાગ બતાવ્યો કે તમે બાગમાં જાઓ હું આમને રમતે વળગાડી આવું છું, પેલી સાહેલીયો રાજાને જોઇને કહે છે કે અમે છોડીઓ રમીએ છીએ ત્યાં આવી કેમ બેઠા છો? તું તારે રસ્તે જા! સાંભળી રાજા પોતે ચંદનબાગમાં ગયા અને આસોપાલવના ઝાડ તળે જઇ બેઠો.

એમથી એક અલબેલડીને, વળી નાવા તે જાતે બેઠી નાર;
પાવઠડેરે જોને પદમણીરે, વળી પુતળીઓની જોને હાર.
ચોપાઈ—પુતળીઓની જોને હાર ઝબુકે છે દામની;
હાથી ઝોકાં ખાય, ધુવે છે કામની.

પછી સાવળીંગાએ વીચાર્યું કે રાજાને બાગમાં મોકલ્યા છે ને હું અહીં રમત કરૂં છું તેથી અકળાશે. માટે હવે જાઉં એમ ધારી પોતે સાહેલીઓને કહે છે.

## સોહલો.

જોવા જેવો ચંદનબાગ છે, ને ત્યાં એક આ બીચારો માળીજ રહે,
જુઠી જુઠી સાક્ષ્યો ભરેને, દરબારમાં જઇ દંડજ કરે.

હે બેન! બાગતો જોવા જેવો છે પણ માંહી એક માળી છે તે દરબારમાં જુઠું કહી દંડ કરાવે છે તે હમણાં બાગમાં ગયો છે તે ઘેર જશે એટલે આપણે જોઇશું, ત્યાં સુધી આપણે આંખમીચા

મણી રમીએ, પછી બીજી સંતાવા માટે જુદી જુદી નાઠી અને સાવળીંગા નાઠી તેવીજ બાગમાં ગઇ.

દોહરો.

સામારે આંબા જોને આંબલીને, વળી છે દાડમ અને દ્રાક્ષ;
આસો પાલવને ઓળવેરે, ગોરીએ કેળોમાં પાડી છે વાટ.

સાવળીંગા પોતે આસોપાલના ઝાડને ઓઠે થઇ કેળોમાં રસ્તો પાડી ફુલના છોડે ખુલતી જાય છે. કેમકે એને કાંઇ બીક નથી મને કોઇ ખોજશે ? બાગના માલીકતો એને તાબે થઇ એનાથી પહેલાં આવીને બેઠા છે.

શીરપર બેટી લટીયાને, વળી છુટેરે પેટ ચાલી જાય;
પદ્દમનીને તો પ્રેમ ઘણોને, વળી લાલજ આંખો જોને થાય.

સાવળીંગા ને સદેવંત મહા કામાતુર થયાં છે ને સાવળીંગાના માથાના વાલની લટો છુટી ગઇ ને કામના કેફમાં આંખો લાલગુમ થઇ રહી છે પોતાને ઠંડા પવનથી ને ફુલની સુગંધીથી ઘણો પ્રેમ ચઢે છે પછી સદેવંતનો હાથ ઝાલી ચંપાને ઘટામાં જઇ બેઠી ને સદેવંતને કહે છે.

ચોપાઇ—ઓ અલબેલા રાજ, ભલા તમે આવીયા;
સુડાને સંદેશો, લખીને તેડાવીયા.
હું વારી મારા રાજ, વારી વારી તેડાવીયા;
વચન બાંધ્યાં હોય, જન્મારો અમે હારીયાં,
અમે આવ્યા વાલમરાજ, તમારી વાડીએ;
છેલ છબીલા શામ, આવોને મોજે માણીએ.

સાવળીંગાના મીઠા અમરત જેવા વચન સાંભળી રાજા મહા કામાતુર થયો ને તેના નેણની અદાએ કરીને તેનું કોમળ હૃદય

એટલે ગાંડાતુર થઇ રહ્યા છે ને શાવળીંગાના મોઢાને હાથેવતી ખુબ દબાવે છે ને તેના કોમળ છે કમળ પત્ર જેવા અધર ઉપર ચુંબન કરે છે.

અલબેલ કીધા એલચ, નાખી ગળામાં બાવડી;
ઉભા છે જોડા જોડ, ચંપાકેરી છાંયડી.

દોહરો—મેલોને છબીલા શામ, મોડું મારૂ ભાગશે;
અમો ચુકી દઇશું વેણ, કડવા, તમને લાગશે

સાવળીંગા કહે હે મહારાજ તમે મોહોડું દબાવો છો તો તે દુખવા આવ્યું ને ભાંગી જશે અને પછી તમને કહીશું એટલે રીસ ચડતાં વાર નહીં લાગે માટે મો મુકી દો ? એવું કહેતાંજ સદેવંતને રીસ ચડી કે રાંડને હું હેતમાં પ્યાર કરૂં છું ત્યારે એ વળી એની મોટાઇમાં જાય છે, તેથી પોતે આઘા બેઠા ને સાવળીંગાને કહે છે

ચોપાઇ—ઓરે નારી અજાણશું, મારે નથી પ્રિતડી;
લેવા આવ્યો કોઇ, રાણીજીની રીતડી.
પ્રિતોને પરિણામ છે, તે તો અમે જાણીયાં;
આલો અમારી રીત, વહાલા કરો વાણીઆ.

હે સ્ત્રી ! ન જાણીશ કે હું તને વળગવા આવું, પણ મેં તારી પ્રીત જાણી, માટે મારી રાણીજીની રીત પાછી આપ, અને તારાં વાણીઆ જે આવ્યા છે તેને વહાલા કર ? મારે તારો ખપ નથી ! આવાં રાજાનાં રીસનાં વચન સાંભળી શાવળીંગા નરમ થઈ મનમાં કહે છે કે હું તો હસતાં હસતાં કહેતી હતી અને આ તો પાછા રીસાયા હવે સમજાવું એમ કહી કહે છે.

રાજા સોળ સાહેલીઓનો સાથ, જીવન જો તેઓ રહ્યા;
નાખ્યા ગળામાં હાથ, અંબોડા રેલ ગયા.

હેતે દબાવ્યું મોડુરે હાથ, મોડુંરે મારૂ ભાગશે;
મજથી કેમ દેવાશે ગાળ, લાખેણા રાજ લાજશે.

હે રાજા ! તમે તો મારૂં હસતે મોડું દબાવ્યું હશે. પણ મારૂ મહોડું મસ દુખ્યું ત્યારે મે તમને કહ્યું. જો તમને આડો જવાબ આપું તો આપની પાસે રીસનું તો વસાણુંજ છે, તેથી મે વિચાર કરીનેજ આ કહ્યું. કાંઇ તમે મને ઓછા વહાલા છો કે તમને ગાળ દેઇએ ! રાજા કહે ઘડીમાં હસાવે ને ઘડીમાં તરછોડી નાખે છે ને ઘડી પછી તું તો પરણીને જવાની છું માટે મારે તો પ્રીત કરી નથી ઘડી સારૂં કયાં પાછો તારી પાછળ સોચના કરતો ફરૂ તે સાંભળી શાવળીંગા કહે છે.

દોહરો.

સૂણ સદેવંત સાવળીંગા કહેને, વળી એવું શું બોલોછોરે આપ;
વરૂં તો સદેવંત કુંવરને, વળી બીજો મારે ભાઇનેરે બાપ.

હે રાજા ! તમે મને કહો છો કે તું પરણીને સાસરે જઇશ પણ આ મારૂં વચન કે પરણું તો સદેવંત કુંવરને નહી તો બીજા બધા મારે ભાઇ અને બાપ બરાબર છે.

સૂણ શાવળીંગા સદેવંત કહે ને વળી હઇડામાં રાખજે વિચાર;
કોલ આપ્યા તે પાળજોરે, નીકર ખરી નથી ઢાંકણ હાર.

હે શાવળીંગા તું આ કોલ આપે છે, પણ વીચાર કરજે ! જો નહી પાળે તો તારીને મારી બેની લોથ રઝળશે.

જેવાં બોલ્યાં ગોરની વાડીએ, ને વળી એ વાતો અહીયાં તું માન ;
કુડ કપટ તજો માનની ને વળી અમે તમારે મેમાન.

ગોરની વાડીએ વચન આપ્યા હતાં, અને અહીંયા આપે છે તેવા પાળજે ને તારા મનમાંથી મશ્કરીને કપટ કહાડી નાખજે.

આવું સાંભળી શાવળીંગા ખુશી થઇ રાજાનો ઘણો આગ્રહ જોઇ. પોતે રાજાને લેઇ ચંપાની ઘટામાં જઇ પોતાનું ચીર પાથરી બેઠા.

ચોપાઇ—ચોપટ કીધાં ચીર, પીતાંબર પાથર્યા ;
નાંખી ગળામાં હાથ સજનો સારજ કર્યા;
બેઠા જોડાજોડ લાગે બહુ સારિયાં;
નાની સરખી સાહેલીએ; આવીને પોકારીયાં.

જ્યાં બંને જણ ચંપાની ઘટામાં ચીર પાથરી બેઠાં છે એટલામાં નાની સરખી સાહેલી હતી તે બીજીઓને તેડીને ખોળતી ખોળતી બાગમાં આવી સાવળીંગાને બોલાવી, એ સાંભળી શાવળીંગા ઝટ ઉઠી અને રાજા ઝાડ ઓઠે સંતાયો હવે શાવળીંગાને સાહેલી કહે છે કે તું કોની સાથે વાતો કરતી હતી શાવળીંગા કહે—તુ આઘળી થઇ હઇશ ! તારો બાપ કોણ છે ? અહીં હોય તો જો હું તો આપણે રમતાં હતાં તે વખત કાંઇ સતાઇને બાગમાં દોડી તે દોડતાં મને કળ ચડી એટલે મારૂ ચીર પાથરી અહીં સુતી સુતી ઉંધ્યા કરતી હતી તેથી તેં જાણ્યુ કે કોઇની સાથે બોલે છે, તે સાંભળી નાની સાહેલી બોલી.

દોહરો.

સુણને મારી સાહેલડીને, તમે કોક સાથે કરતાં હતાં વાત;
તમને જોવાને અમે આવીયાંને, વળી સોળ સાહેલીઓ સાથ.

હે શાવળીંગા ! તું વાત કરતી હતી તે અમે નજરે જોયું ને જુઠુ કેમ બોલે છે ? આવા તેના બોલ સાંભળી શાવળીંગા નાની સાહલીને કહે છે.

નાની સરખી સાહેલડીને, વળી મરજો તારો જોને વીર;
વાલમ મારો વીયોગે ગયોને, હુંતો સુખ ન પામી શરીર!

હે રાંડ ! તારાં મુળ વઢાયાં ને તેં મારી પેર બગાડી એમ કહી સાહેલીઓને લઇ ઘર ભણી ચાલી રસ્તામાં ચાલતાં વાડીના ઝાંપા આગળ મહાદેવનું દેવળ હતું તેમાં સાવળીંગા દરશન કરવા ગઇ ત્યાં મહાદેવને કહે છે.

ચોપાઇ—દેરાં એટલા દેવ, પથરા મેં તો જાણીયા;
શાવળીંગાએ સોનાનાં છત્ર, શદાશીવને માનીયાં.
અલબેલો મારો રાજ, દીઠી નજરે ભાળશું;
સોના કેરાં છત્ર, સદાશીવને ચઢાવશું.

શાવળીંગા સદાશીવને કહે છે કે જ્યારે મારા રાજાને હું મળીશ ત્યારે તમને સોનાનું છત્ર ચડાવીશ એવી માનતા માની પોતે ઘર ભણી ચાલી સદેવંત પેલી નાની સાહેલીને ગાળો દેતો દેતો પોતાને મહેલે ગયો હવે શાવળીગાના બાપ જાન તેડી લાવ્યા અને હવેલીમાં ઉતરો આપ્યો. પછી શેઠે કુલેકાનો વરઘોડો ચડાવવાની તઇયારી કરી અને મોટા શાહુકારોને વરઘોડે આવવા તેડાં મોકલ્યા પછી શાવળીંગાને પીઠી ચોરવા સારૂ બોલાવે છે તો શાવળીંગા નથી શેઠ કહે આ વખત કયાં ગઇ હશે ? એમ કહી સિપાઇઓને ખોળવા મોકલ્યા શાવળીંગા ઘેર આવી એટલે સરવે સાહેલીઓએ પીઠી ચોળવા માંડી

સોહલો—કંકુ ને કેસર ઘોળાવ, પદમણી ને પીઠી ચોળાય.
સરખી સાહેલી મંગળ ગાય, પદમણી ઉપર રૂડા પડદા થાય.

શાવળીંગાને પીઠી ચોરી નવરાવી વસ્ત્ર શણગાર પહેરાવી તૈયાર કરી હવે પદમશા શેઠે કહ્યું કે રાજાને જઇને કહો કે પદમશા શેઠની દીકરી શાવળીંગાનું આજ લગન છે માટે કુલેકાના વરઘોડમાં આપ સ્વારી લેઇ વહેલા પધારજો સીપાઇએ ત્યાંથી

રાજા પાસે આવી રાજાને કહ્યું, એટલે રાજાએ સદેવંત કુંવરને સાથે લઇ જવા બોલાવ્યા, ત્યારે સદેવંતે કહ્યું કે મારા શરીરને સુખ નથી તેથી હું તો નહી આવું તમે એકલા જાઓ ? ( મનમાં કે રાંડ એકાંતે મળી ત્યાંથી પાછા આવ્યા તોપછી આ ઘણા લોકમાં શું વરવાનું ! મુઓ એ શેઠને મુઇ એની છોડી કે વગર દુઃખે માંદા થવું પડે છે) પછી રાજા પોતે હાથી ઘોડા પાલખીઓ અને રથ લેઇ શેઠને ત્યાં આવ્યા અટલે સર્વે લોકો તૈયાર થયા ને પછી કન્યાને ઘોડે બેસાડી એટલે વાજીત્ર વાગવા માંડયાં.

ધમ ધમ વાગ્યાં જોને ઢોલ, તંબાળુ જોને ગડગડયાં;
અમીર ઉમરાવ, સાથે સરવે પરવર્યા.
ત્રંબક વાગે જોને તુર, શરણાઇએ સાહજ પુરીયા;
ધીડધીડ વાગે નોબત, ને તાંસાં વાગે સુરીયાં.
પાલખીઓ ને સુખપાલ, હાથી ઘોડા હળ હળે;
શેહેરના સરવે લોક, કુતેકુ જોવા મળે.
શાખો બાંધી શાલીવાન, મોટે માંડવ આવીયાં;
માંડવ કેરી માંહય, આવકાર લેઈ પધરાવીયા.
સાથે સારા લોક, વેપારી વાણીઆ;
ઈંદ્રનો અવસાન, એણી પેરે આણીયા.
ધોળા ને ધવળા ચાર, ધોળી જોને જોતરીયાં;
તેતો જે તોખાર સરવે ભેલા લેઇ પરવરીયા.

એવી ધામધુમથી વરઘોડો ચડી બજારની વચે જઇ સોનેરીયા ચોકમાં આવ્યો ને ત્યાં વાજીંત્રની ધુમ મચી રહી. તથા બંદુકોને તમંચા છુટી રહ્યા છે તેનો અવાજ સદેવંત કુવર સુતા છે ત્યાં આવ્યો તે સાંભળી રાજા કહે કે વરઘોડો તો જોઉં એમ ધારી પોતે

અગાશી પર ચડ્યા ને જુવે છે ઇંદ્રઘટા થઈ રહી છે ને તમામ રસ્તો લોકથી ભરાઇ ગયો છે તે જોઇ સદેવંત કુંવર ખુશી થઇને કહે છે કે આમાં મેળાપ તો નહી થાય પણ જોઇએ તો ખરા કે તેણે કેવા સણગાર પહેર્યા છે એવું ધારી પોતે હેમ મહેલમાં આવી અમુલ્ય શણગાર સજે છે.

દોહરો.

જરકશી જામો પહેરીગો, ને વળી માથે તે કસમી મોળ;
રત્ન જડીત શીર પેચ બાંધીઓ, તે દીસે છે ઝાકમઝોર.
કલગી તોરા શોભતાને, વળી ગળે મોતીયન કેરો હાર;
કમરે શેલાં લપેટીયાં ને એમાં ઝુલી રહી તરવાર.

ચોપાઈ—ઝુલી રહી તરવાર, કામ રૂપ સમા જાણીયા;
સજ્યા શોભીત હથીયાર, તરકશ લેઇ તાણીયા.
તરકશ તીર કમાન, હેમ જડ્યા હારડા,
સાંજ સોનેરી ગરકાવ, કટોરો છે વાંકડા.
ગરગેંડાની ઢાલ, ભાલા જોને જળહળે.
એકલડા રાજકુમાર, મેહેલમાંથી ઉતરે.

હવે સદેવંત પોતે બની ઠણી મહેલમાંથી ઉતર્યા ને ઘોડેસ્વાર થઇ ચાલ્યા.

એકલડા અસવાર, દરબારમાંથી નીસર્યા;
સાંજ સોનેરી ગરકાવ, વાગે ઘોડાને ઘુઘરા.

આવી તરેહથી ઘોડેસ્વાર થઇ વરઘોડા સાથે જાય છે તો સાજનના લોક કુંવરનું રૂપ જોઇ વણુા ખુશી થયા.

મહાજન મોટા લોક, કુંવરને વખાણીયા;
આવ્યા સોનેરીયાં ચોકમાંય તેજી લેઈ તાણીયા.

જ્યાં સદેવંતે ઠન્યાનો ઘોડો જોયો એટલે રેવંતને ખેંચી તેની પડમાં જઈ ઘોડાને ધીમે ધીમે ચલાવા માંડયો, પણ સાવરીંગા સદેવંતના સામુ જોતી નથી, તેથી રાજા ગુસ્સે થઈને કહે છે કે રાડ મને તો કહેતી હતી કે મારે તમારા વીના બીજો ભાઈને બાપ છે ને આતો પરણવામાં ગાંડાતુર થઈ છે, તેથી ચાલ પાછા એમ ધારી પોતાના રેવંતને ચાબક મારી કહે છે.

દોહરો—હે રેવંત આપણાને વળી, ન કર પરાઈરે આશ.
આ કાગલની વાડીઓ, ને એમાં નથી સોરંગીની વાશ.

સોહલો.

એમાં નથી સોરંગીની બાશ, ને અમથો જીવ મારો ફરેરે ઉદાશ,
જોબન મારૂ બાળેવેશ, હવે લખ્યું છે મારે દેશ પરદેશ.

રાજા કહે છે કે ઘોડા ઘેર ચાલ? આ કાગળની વાડીમાં સોરંગીની વાસ કયાથી હોય ને અમથા ઉદાશ થવું પડે છે. આવાં રીસનાં વાકય સાંભળી શાવગીંગા વિચર કરે છે કે રાજાના સામુ ન જોયું તેથી રીસાયા, પણ શું કરૂં? આટલા લોકમાં કેમ બોલાય જો ફુલેકુ ઉતરે ને હું વહેલમાં ગણેશ આગળ વર તોરણે આવે ત્યાં સુધી એકલી રહીશ. તે વખત સ્ત્રીના રૂપે આવે તો મેળાપ થાય એમ ધારી પોતે રાજાને સમજાવે છે.

દોહરો.

સુંદર શ્રીફળ હાથે ધરીને, ગોરી ચુડીઓર ખખડાવે,
અધીર ઓઢી ચુંદડીને, વળી શાનુમે સમજાવે.

સાવળીંગા પોતે એક હાથમાં શ્રીફળ લઇ બીજે હાથ ઉંચો કરી ચુંદડીને ઘુઘટો તાણી ચુડીઓ ખખડાવતી રાજાને બતાવ્યું કે તમે સ્ત્રી થઈ મારે મોહોલે આવો. સદેવંત ચતુર હતો તે

સમજી ગયો કે મને સ્ત્રીના વેશે તેડે છે, એમ ધારી પોતાને મોહેલે આવ્યો હવે વરઘોડો ફરતો ફરતો ઘર આગળ આવ્યો ને ઉતર્યો. એટલે શાવળીંગા ગણેશ આગળ જઇ બેઠી અને સાહેલીઓ સરવે ગાવા લાગી. હવે સદેવંત કુવરે રાણી પાટમદેની પેટીઓ ઉઘાડી તેમાંથી સોળે સણગાર લેઇ પહેર્યા, અને જે રાણીની અમુલ્ય સાડી હતી તે પેહેરી, હીરા જડીત વાળી પણ પહેરવા જાય છે પણ વેહે વીના નાકમાં રહેતી નથી, તેથી વળખાં મારે છે, એટલામાં રાણી પાટમદે વરઘોડો જોવા અગાશી ઉપર ચડી હતી તે નીચે રંગ મોહોલમાં આવ્યાં. તો સદેવંત સ્ત્રી બનીને બેઠા છે ને નાકમાં વાળી રહેતી નથી તે દબાવે છે એટલે રાણી પાટમદે ઓચીંતા કહે છે કે રાજા વેહ ન હોય તો લાવો આ સોયો ઘાલી વેહ પાડું. સદેવંત પાટમદેને જોઇ મનમાં શરમાય છે.

ચોપાઇ—કેમ કરી રહેશે મહારાજ, વેહ વીનાની વાળીયું,
નર ભાગી થઇ છે નાર, તે તો મેં ભાળીયું.
પુરૂષ તણો જોને વેશ, તમારોરે લાજસે.
ઢગાતી મેલતા ઢાલ, તે આ ચુંદડી કેમ છાજસે.

ઢાલ બાંધતા હતા તે ચુંદડી કેમ શોભશે ને આથી તમારો મરદનો વેશ લાજશે, તે સાંભળી સદેવંત કહે છે.

કવીત–રાજનકી રીત ગઇ, મીત્રતાસે પ્રીત ગઇ.
નારકી પ્રતીત ગઇ. જહાં રહી જીવ ભાયો હે.
સેખનકો ભાવ ગયો. પંચનકો નાવ ગયો,
સાચકો પ્રભાવ ગયો, જુઠહી સો આયો હે.
મેઘનકી વ્રષ્ટી ગઇ, ભુમીસે તો નીરટ ગઇ.
સ્રષ્ટીને વીપ્રીત ઉઠ ધાયો હે,

કીજીએ સહાય કૃપાળ કહત હે કવીરાજ;
કઠીણુ કાળ કાશી કાસ ચલે આયો હે.

હે સ્ત્રી ? તું મને શિખામણુ દે છે પણ એમાં મોટા મોટા મરદ થઇ ગયા છે તે સાંભળી રાણી કહે છે કે કાંઈ તમારા જેવા નહી થયા હોય કે પરમેશ્વરે મરદનો અવતાર આપ્યો છે ને હાથે વતી સ્ત્રીનો અવતાર ભોગવવા ઇચ્છો છો ? માંસ ખાતા કહે તે હાડકાં કોટે બાંધી ફરતાં હશે ? રાજા કહે-રાંડ તું તારી જાંઘ હાથેવતી ઉઘાડી બોર્જ ખુવે છે, પછી રાણી રાજા ઘણું ચીડાય માટે છાનાં રહ્યાં અને સદેવંત મેહેલમાંથી ઉતરી રૂમઝુમ કરતા શાવળીંગા પાસે ગયા, ત્યાં બાયડીઓ ગાય છે ને હચાડચ થઇ રહી છે. તજે પેસવા જાય છે તો બાયડીઓ ગોદા મારી બહાર કહાડે છે. ને રાજા ધક્કા પાટુ ખાતા થાકયા, પછી નીરાશથઇ કહે છે-રાંડે મારી મશકરી કરવા સાથ તેડાવ્યો, એમ જાણી પોતે મેહેલની સામે જઇ શરમવાન થઇને બેઠા. ને આંખમાંથી ઝરઝર આંસુ ઝરવા માંડયાં શાવરીંગા રાજાને જોવા સારૂ ઝરૂખે આવી જુવે છે તો રાજા વેગળે બેઠા છે ને આંખમાં ઝરઝરીઆં આવ્યાં ને પછી ત્યાં રહી કહ્યું.

ચોપાઇ—ઉતારાની એકાંત, રૂડેરાં જાણીએ.
છેલ છબીલા શામ, આવોને મોજ માણીએ.
આ અલબેલા રાજ મેરે તમે આવીયા,
ગોપીયુ કેરા વેશ, ભલા, તમે ભજાવીયા.

આવું સાંભળતાં સદેવંતે ઉંચું જોયું એટલે સાવરીંગાએ ઇશારત કરી કહ્યું કે આ પાછળ થઇ બારીએ આવો ! સદેવંત ત્યાં થઇ શાવરીંગાના મેહેલમાં ગયા. ત્યાં પલંગ ખુરશી કોચ અને પોટયો

ઢાળી મુકી છે તેના ઉપર મખમલનાં ઓશીકાં વગેરે તરેહ તરેહનાં બીછાનાં પાથરી દીધાં છે, અને રાજાને ખાવા માટે દુધ, સાકર, બદામ, પીસ્તા ચારોળી, દ્રાક્ષ, અખોડ, કીસમીસ, અંગુર અને નાળીએરી વીગેરે નાના પ્રકારનો મેવો મુખ આગળ લાવીને મુક્યો છે અને મુખવાસ સારૂ પાનસોપારી, એલાયચી, જાયફળ, જાવંત્રી તજ લવીંગ અને કસ્તુરી એવા અનેક પ્રકારના ખુશબોદાર તેજાના લાવી મુકયા છે. અને તમામ રંગ મહેલમાં અતરની ખુશબો ઉડી રહી છે. તે જોઇ સદેવંત ઘણો ખુશી થયો કે આવું સુખ મેં મારી રાણી સાથે નથી ભોગવ્યું ? પછી સાવરીંગાને કહે છે.

જેમતેમ કરી બેહાં જોડાજોડ કહું એક વાતડી,
શાવળીંગા તુજ વીણ કેમ જસે મારી રાતડી.
નાના થાજે નાર, પુરી તમારી પ્રીતડી.
હેતને પ્રીતે કોય, આલો રાણીજીની રીતડી;
મુખ દિઠે દુખ થાય, જ્યારે નેણાં ભાળીએ,
ચડયો કસુંબી રંગ, તે ધોઇને ટાળીએ,
સહુથી ઉતમ જાત તમારી નાતડી.
સુણ શાવળીંગા નાર, માનો અમારી વાતડી.

હે શાવળીંગા ! કાલે તો તું પરણીને ઘેર જઇશ, માટે તું મારી રાણીની રીત પાછી આપ, એટલે હું મારે ઘેર જાઉં તે સાંભરી સાવરીંગા બોલી.

દોહરો—આ જીમેથી જાઓ નહી કહુંને વળી રહોને આજુની રાત
આવી એકાંત નહી મળેને, રાજા કરોને વાલેરી વાત

ચોપાઇ સ રાં સારાં સુંદરીરે, આપ્યાં બેસવા બીછાણાં;
જાજમને ગલેચ, પાથરણાં પાથર્યાં

અલબેલા રાજા, અલબેલા તારી જાણીએ;
છેલ છબીલા શ્યામ, આવોને મોજો માણુએ.

હે રાજા! હું તો આ જીભથી જાઓ નહી કહું ને આવી તમને એકાંત નહી મળે, માટે બેસો? પછી બંને પલંગપર બેઠાં હવે સદેવંત કહે છે.

દોય કરી જોડ કોય, કામની તને કરગરૂ,
આપું માલ અપાર, સાસરવાસો હું કરૂં.
સમજુ થાજે નાર, પુગી તમારી પ્રીતડી,
હેતને પ્રીતે આલ, મુને રાણીજીની રીતડી.

હે સ્ત્રી! હજુ સુધી તારે ને મારે કંઇ છે નહી; મા? મને મુકી દે તે સાંભળી સાવરીંગા કહે.

નહી આપું રાણીજીની રીત, સાંભળો વાતડી,
નથી ગતી જરાય, માજનીઆની નાતડી.
કડવા લાગે છે કોય, વેપારી મને વાણીવા,
પહેરાવો પાટમદેના શણગાર; કરી લેજો રાણીયાં.
હે રાજા! હું તમારી રાણી થઇ ચુકીછું.
ના ના કહેતાં નાર, પરાણે ના હોય પ્રીતડી;
મહારાજનને ઘેર ના આપું રાજવાળાની રીતડી,
રાજવળાની મતલબ, તે જાણે અમારી રાણિયાં,
મોજ કયાથી માણો, વેપારી તમે વાણિઆં.

હે સ્ત્રી! તું પરાણે પ્રીત કરી એમાં શું? તે સાંભરી સાવરીંગા પોતે રૂદન કરે છે.

છળ કરીને કોય રાજા તમે મને છેતરી;
આવા નમેરા નાથ, માથે તમે ઝાઝી કરી.

આતમ પ્રાણ આધાર જીવું નહી તે જાણીએ;
સાચુ માનજો શ્યામ, પ્રાણ અમે તો પાડીએ.

હે રાજા! તમે જ્યારે એમ કરશો ત્યારે હુ મારા પ્રાણ મુ-કીશ તે સાંભળી સદેવંત કહે છે.

સહિયરોમાં ચેરો તારો થાય, તેતો અમે જાણીએ;
લચકતી ચાલતો વર, ગમતો નથી વાણીયો.

રાજા દયા લાવી શાવળીંગાનો આગ્રહ જોઇ મહા કામાતુર થઇ રહ્યા ને શાવળીંગાની કોટમાં હાથ નાંખી પલંગપર જઇ બેઠા પછી રાજી થઇ સદેવંતને કહે છે.

મુંગીપરના રાજ્ય, પધાર્યા મારે ઢોલીએ;
ધન ધન મારો અવતાર, લાખેણો લહાવો લીજીએ.
હઇયાં કેરાં હેત ભેદરે બતાવ્યાં;

જ્યાં ઘણા પ્રેમમાં એક એકના ગળામાં હાથ નાંખી બેઠાં છે એટલામાં લીલાવતી નણંદ તેની બીજી સાહેલીઓ અને દેવજીવ્યાસ કન્યાચુડો ને પાનેતર પહેરવાનું લઇને આવ્યા ને શાવળીંગાને બહા-રથી હાંક મારી તે સાંભળી સાવળીંગા કહે છે કે કેમ કરીશું રાજા કહે ભોગ તારા મેં તો તને કહ્યું હતું કે તું મને અહીંથી જવા દે; પણ તને વાતોનો રસ ઘણો રહી ગયો હતો હવે તારી નજરમાં આવે તેમ કર ? તે સાંભળી શાવરીંગા કહે છે.

કંથા તમે દેવળ જાઓ, ત્યાં અમે આવશું
વળી સઘળા બોલ ત્યાં અમે પાળશું;
રમસું સારી રાત, મોજ આપણ માણસું;
અમે પરદેશી મેમાન, સવારે ઉઠી ચાલસું

હે રાજા ! તમે શું કરવાને મુઝાઓ છો, તમે દેવળમાં જાઓ અને હું પણ ત્યાં આવું છું તે સાંભળી સદેવંત કહે છે.

દીવસ આથમ્યા પછી કેમ પગ બહાર મેલીએ;
આપણુ ઉતમ જાત, વેણુ કેમ કાઢીયે.
કામની દેવળ માંય અમે તો નહી આવીયે;
કહું સાચી વાત, હૃદયમાં જાણીએ.

હે શાવલીંગા ! આપણે સારા માણુસના છોરૂ થઇને રાતે કેમ બહાર નીકળાય ? તે સાંભળી શાવળીંગા કહે છે.

કથા દેવળ હોય, અમે તો આવસું;
વાઢી અમારૂં શીષ શક્તિને ચડાવસું;
જો જો સાચી ખોટી વાત, સવારે સંભાળસું;
પદમણી કહે છે રાય, પ્રાણુ અમે પાડસું.

તમે નહી આવો તો અમે ત્યાં માથુ કાપી શક્તિને અર્પણ કરીશું તે સાંભળી સદેવંત કહે છે.

કામની સેને કાજ, પ્રાણુ તમે પાડશો;
ઠાલા અમારા શીર પર, દોષ તમે ચડાવશો.

હે સ્ત્રી ! તારો પ્રેમ મારા ઉપર ઘણો છે, તેથી હું દેવળમાં અમે તેમ કરીને આવીશ એમ કહીને રાજા નીચે ઉતરે છે, રસ્તાંમાં શાવળીંગની નણંદ લીલાવતીને અથડાઇ સદેવંત ચાલતો થયો તેથી લીલાવતી શાવળીંગાને કહે છે.

કોનો કીધો સંગ, રંગ રસ લેઇ ગયો;
વહુજી સાચું માન, એ નારી કે નર હતો ?

વહુજી શાવળીંગા ! આ ગયો તે મને પુરૂષ જેવો લાગે છે.

અમે ભણતાં એક નીશાળ, એછે રાજાની કુંવરી;

આવી હતી મુજ પાસ, મળવા હરખે ભરી.
જમતાં એકજ થાળ, સુતાં એકજ સેજડી,
નણંદ સાચું માન, હરખી સાહેલડી

હે લીલાવતી રાજાની કુંવરી ને મારે બાળપણામાં બેહેનપણું છે તે મળવા આવી હતી, એટલામાં ગોર ચુડો લઇને પહેરાવવા આવ્યા શાવળીંગા કહે છે કે હું તો ચુડો પાનેતર પહેરવાની નથી ને પરણવાની પણ નથી, માટે તમે મને કાંઇ ઉપાય બતાવો. વળી તેણે ગોરને રાજી કરવાની લાલચ બતાવી એટલે ગોરે જાણ્યું કે આ રાંડે ધાર્યું હશે તે અંતે કરશે, ને હું મેલીશ એટલું મારૂં જશે, માટે " વર કન્યા મરો " એમાં મારે શું ? એવું ધારી ગોર કહે છે.

કોઇ સરસ ઉપાય શોધો, શું અમારૂં જાય;
કહેશો તે કરશું અમો, કારજ તમારૂં થાય.

આવું સાંભળી શાવળીંગા ખુશી થઇ ને ગોરને હજાર રૂપીયાની વીંટી પેહેરાવી દીધી, ને ગોરને કહ્યું કે મારી લવીંગીયા દાસીને મારો શણગાર પેહેરાવીને બેસાડું જે તેને પરણાવીને ઘુંઘટો તણાવી જાનીવાસે લેઈ જજો. આવું સાંભળી ગોરે પહેલાતો લપકારા લીધા, પણ વીંટી ભણી નજર કરી એટલે હીંમત આવી ને બોલ્યા કે બેન કંઇ ફીકર નહીં ? હું કાંઇ ઓછો ચતુર નથી ! એમ તો મારી બુદ્ધિ મોભાગ્ર જેવી છે, આવું સાંભળી શાવલીંગાએ દાસીને લાકડે માંકડુ જડી દીધું ને વીધી પ્રમાણે પરણાવ્યાં.

હવે શાવળીંગા દાસીના શણગાર પહેરીને જાનીવાસે ગઇ ને પેશાબનું નામ દઇ ઓરડામાં એકાંતે દ્વારે દાસીને લેઇ ગઇ અને ત્યાં પોતાનો પોશાક બદલ બદલ કરી દીધો ને દાશીને કાઢી મુકીને

પોતે શેઠની પાસે ગઇ જતાંજ શેઠની આંખો અંજાઈ ને તેજ સ્થંભ ત્યાંથી પ્રગટયો દીવસે વીજળી તો હોયજ નહી એમ ધારી ભયભીત થયા પછી તો ધીરે ધીરે જોયું તો શાવળીંગા ઓળખાઇ એટલે રાત્રે આશ્ચર્યથી પોતાના પલંગમાં બેસાડી વાત ચીત કરતાં શેઠનું કામ વીહવળ થઇ ગયું, તેથી કહે છે કે હે સ્ત્રી! હવે આપણે સુઇ જઇએ? કારણ કે રાત ગઇ છે ત્યાં શાવળીંગા બોલી.

દોહરો—પ્રેરે માનીતી માનતારે, મને મળશે રૂપાળા કંથ;

પ્રથમ પુજીશ મહાદેવનેરે, વળી આવી સ્થળ એકાંત.

આવું સાંભળી રૂપાળા શેઠ તો બહુ ખુશી થયા ને બોલ્યા કે તે બહુ માથાકુટ કરી દેખાય છે, પણ બળ્યું આવી તે બાધા રાખાતાં હઇશું, આટલી રાતે એકલાં કેમ જવાય? બીક ન લાગે? સાવળીંગા મહાદેવના મંદીરમાં જઇને ઉભી. રાત અંધારી ઘોર છે. નાના વીધના પ્રાણીઓથી ચોપાસ ભય ઉત્પન્ન થાય છે જાણે આમથી આવશે કે આમથી? તેમાં વળી દેરાનાં કમાડ વાસેલા છે માટે શાવળીંગા કહે છે.

રેન અંધારી હું એકલીરે, ખાવા ધાય છે પરવત પહાડ;

બાર ઉઘાડો મારા સાહેબારે, મારા વેરી થયા છેરે ઝાડ.

હે રાજા! આ ઝાડનાં પાંદડાં ખડખડ થાય છે ને મને બીક લાગે છે. હમણાં મારૂ કાળજુ ફાટી જસે, માટે ઝટપટ કમાડ ઉઘાડો તોય સદેવંત બોલતો નથી ત્યારે ફરી બોલી.

ચાર દીશાએ હું જોઇ વળી ને,. થાકી કરી શોર બકોર.

કાંતો સદેવંત સુઇ ગયો, ને કાં તો મારી ગયા છે ચોર.

શાવળીંગાએ જાણ્યું કે રાજા જો હોય તો મારો સાદ સાંભળી બોલ્યા વીના રહેજ નહી, તેમ રાજા વચન આપીને આવ્યા સિવાય

પણ રહે નહી? માટે કાછોટો વાળી હ્હેરા ઉપર ચઢી શીખર ઉતારી માંહ્ય પેઠી ને જુવે તો દીવા બળે છે ને રાજા ભર ઉંઘમાં સુતા છે ને પોપટ પણ પાંજરામાં છે. શાવળીંગાએ ઘણા સાદ કીધા તથા ઢાઝી બાઝીને તેને ઘણો હલાવ્યો, પણ કોઇ બોલતુ નથી, ત્યારે માથું કુટીને કલ્પાંત કરતી હાથ વડે માથાના વાળ ઉખાડેછે છેવટે મરવાનો પણ વચાર કર્યો. આટલું જોયું ત્યારે પોપટને ખાતરી થઇ એનો પ્યાર સંપુર્ણ છે. ત્યારે પોપટ શાવળીંગાને કહે છે.

માં કુટ માં કુટ કામની, ત્યારે ઘેને ભરાયો ભરથાર;
રાજા ઉઠશે પ્રભાતમાં માન સાચું શાવળીંગા નાર.

અરે શાવળીંગા તું શીદ મરે છે? સદેવંતને કેફ ચઢી છે તેથી બોલતો નથી, તે સાવળીંગા કહે છે.

સુણો સોભાગી પોપટા, તું તો પરભવનો મારો વીર;
સુતા સદેવંત જાગશે ત્યારે, કહેજે સઘળું તું ધીર.

હે પોપટ! સદેવંત જાગે તો કહેજે કે એ તો આવીને ગઇ. ત્યારે પોપટ કહે જે તું સદેવંતને હાથે ઘાવ લખી જા, એટલે તેમને પકી પ્રતીત થશે પછી શાવળીંગાએસદેવંતના હાથમાં ઘાવલખવામાંડયા.

નાકનેસરની કીધી લેખાણી, તે વળી શાહી તંબોળની સાર;
ઘાવ હાથલીમાં લખીયાને, વળી સારા સરારે સમાચાર.
પુરૂષ લટકતી પાઘડીને વળી ઠેને થાણો થાય;
એની સમજણ લ્યો સદેવંત તારે. તો પગ ન ધરશો બહાર.
ડોશી મળે ઘરબારમાને, વળી બહેરો મળશેરે બજાર;
એવાં સમજણ લ્યો સદેવંત તારે, તો પગ ન ધરશો બહાર.
આટો કુટોને ઘી ઘડોરે, રાજા છુટે કેશે જોને નાર;
વણ ટીલે વીપ્ર મળે તો રાજા પગ ન દેઇએ બહાર.

ઘરડો ભરડોને સાંઢીઓને, વળી ટપલાકુટ કુંભાર;
એની સમજણ હ્યો સદેવંત તારે, તો પગ ન દેજો બહાર.
કુંભ ઘડાને કાબરારે, વળી આશારે બાંધી નાર;
એની સમજણ હ્યો સદેવંત તારે, તો પગ ન ભરજો બહાર.
વાંકડી મુછોને માંજરોને, જેને હઇએ ન હોય વાળ;
એવે શુકને આવશે તો રાજા નીશ્ચે ખુટશે કાળ.
ડાબાજમણી તેતર બોલેને, વળી રાજા આડી ઉતરે મંજાર;
એવે સુકને નવ આવજોરે, રાજા પગ ન ધરશો બહાર.
છાણે પહાણેને ટેકરે, ને વળી શુકને રાજદરબાર;
સુકે લાકડે સગોવરે તમને ઘાતક લોહ નીરધાર.
હે રાજા ! એવા શુકન જોઇએ ન આવશો ! પછી પોપટ કહેકેએ
કરતાં સારા શુકન લખ કે તે જોઇને આવે? પછી સારા શુકન લખે છે
કોરે ઘડે કૂવારકા, જેને ખોળે અખાણું જવ જાર;
એવા સુકન તમે આવશો તારે, મળશે શાવળીંગા નાર
કુંભ કરવા ચીબરી ને, વળી હનમંતને હમણાં;
જાતાં તો જમણાં ભલાં, ને વળતાં ડાબી બણાં.
છીંક ડાબી ધા જમણીને, વળી મડું ઊપરાતુંરે જાય;
એવે સુકને જો ચાલીએ, તો સેજે મેળાવો જોને થાય
સદેવંત ઘોડો હાકજેરે, તો સમુદર પાર ઉતરે.

ચોપાઇ—સારા સારારે શુકન જોઇ, વાલમ વેહેલા આવજો,
નાના મોટા સંગાથ, ભેળા નવ લાવજો.

મહારાજ આવો તો એકલા આવજો, પોપટ કહે લખી રહી;
શાવળીંગા કહે હજી લખવું છે, ને હાથોળીએ તો ભરાઈ ગઇ હવે

ક્યાં લખું ? પોપટ કહે આ કમાડે લખ પછી કમાડે લખે છે.

**સોહલો**—આંખો આંસુડાની ધાર, કામની ધાવ ધાવ લખે કમાડ;

જોબન મારૂં બાળેવેશ, કાં મેલી જાઓ પીયુ પરદેશ.

**ચોપાઇ**—આંખો આંસુડાની ધાર, અણમેલી ઉઠીયાં,

પરીતોના પરીયાણ, તેતો અમે જાણિયાં,

આલીછે રાણીજીની રીત, તે કેમ વેંઢાળે વાણીયા

સુણ સદેવંત રાય. અમલ કર્યાં તમ આશરે·

હું છું બાળ કુમાર, જાઉં છું સાસરે.

હે મહારાજ ! તમે બોલતા નથી તો હવે હું કુંવારીને કુંવારી સાસરે જાઉં છું, આવી તરેહથી શાવળીંગા બોલી એટલે મંડપની બત્રી પુતળીઓએ દાંત કહાડયા તે જોઇને શાવળીંગા પુતળીઓને કહેછે.

**દોહરો**--સુણ થંભાવે સુણ થાંભલી, સુણ બત્રીશ પુતળીઆં;

શદેવંત જાગે સાખ પુરજેરે, મારી સગી બેનડીયાં

પુતળી કહે–તારી બેન થઇ ને સદેવંતની સાળી થઈ સાખ કોણ પુરે ? ત્યારે સાવળીંગા ગરજની મારી કહે છે.

સુણ થંભાને સુણ થાંભલીને, સુણ બત્રીશ પુતળીયાં

સદેવંત જાગે શાખ પુરજેરે, મારી સગી નણદલીયાં,

સાવળી ગા ધાવ લખી રડીને જતી વખત મરે કહે છે.

ધાવ લખીને ઉઠયાં, વળી મનમાં કરેરે વિચાર;

સુતો મેલીને ચાલીયાં મને ઘડીએ ન લાગીરે વાર.

પીયુ તમને સત કહુ, તે વાત માનો નીરધાર.

સારા સુકન જોઇ આવજોરે; નીકર પગ ન ધરશો બહાર,

એવી રીતના ધાવ લખીને પોતે ઘેર આવીને સુઇ રહી સવાર

રમાં જાન વીદાય કરવા માંડી તે વખત શાવળીંગા વિચાર કરે છે કે હું મારી સાહેલીઓને મળુ તો ખરી એમ કરતાં વાર થાય તો રાજા આવી પહોંચે એમ ધારી સાહેલીઓને મળવા જાય છે એટલે તેની લીલાવંતી નણંદ બોલી કે હવે સાહેલીઓની માયા મુકી દો ને હવે ઘેર જઇને મારો ભાઇ તમારી બધી હોશ પુરી કરશે હવે રાજા તો હજુએ આવ્યો નહી. માટે શાવળીંગાએ રથમાં બેસતી વખતે પોતાનો મોતીનોહાર હતો તે તોડી નાંખીને વેગુવા બેઠી તો પણ રાજા તો આવ્યા નહીં પછી નીરાશ થઇને પોતે રથમાં બેઠી એટલે ચાલતે ચાલતે પાંચ ગાઉ આવીને ભાતુ ખાવા બેઠાં એવામાં એક ગોવાળીઓ ત્યાં થઇને જતો હતો, તેને શાવળીંગાએ છાનેમાને એક દાગીનો આપીને કહ્યું કે તું અહીં બેસજે ને સદેવંત રાજા આવે તો કહે જે કે સાવળીંગા તો ગઇ પણ તમને ઘડી વીસારતી નથી, માટે તમે તેને મળી આવો પછી સરવે ખાઇને ચાલતાં થયાં ને ઘડી દહાડો રહ્યો તે વખત જાન પારા નગરમાં વાજતે ગાજતે આવી તે વખતે માળણ શાવળીંગાને ફુલ આપવા ગઇ ત્યાં શાવળીગાને ઉદાશ જોઇ પુછવા માંડયું કે તમે ઉદાશ કેમ થયાં છો? જે વાત હોય તે મને કહો, હું તમારી વેચાણ છું મારી સાથે પડદો રાખશો નહીં શાવળીગા કહે કે તું મને વચન આપ એટલે હું તને બધી વાત કહું એવું સાંભળી માલણે સમ સોગન ખાધા.

નગરમાંથી જોને આવતાંને, મેં તો કીધાં બહુ ચરીત્ર;
તોએ ના આવ્યો મારો સાહેબોરે, માલણ મારે નથી બીજાશુરે પ્રીત.

હે માલણ! સદેવંત રાજાને મલવા મેં ઘણી કળા કરી પણ તેતો મળ્યા નથી, તેના વીના આ જગમાં બીજાનું સાંભળીને આમણ કહે કે બાઇ તું કાંઇ તે વિષે ફીકર રાખી નહી, હું તને

મેળવી આપીશ ? એમ કહી ઘેર ગઇ.હવે સદેવંત સુતો છે તે ઉઠયો ને જુએ તો કાંઇ માલમ પડયું નહી.

કાંતોવાણીક ભોળવીને, વળી કાંતો ગઇ તે કોય,
પરનારીશું પ્રીતડી, તમે કદીએ ન કરશો કોય,

ચોપાઇ—મેલુલે ન કરશો કોય, પરનારી શુ પ્રીતડી.
લઇ ગઇ જોને તેહ, રાણિની રીતડી.
પ્રીતના પરમાણુ, તેવા મેં જાણીયા.
કડવા કીધા રાજન, વહાલા કીધા વાણીયા

એવી રીતે ક્રોધ કરીને રાજા બોલ્યો, તેવામાં પોપટ કહે કે રાજાં ! તમને કાંઇ ખબર તો છે નહીં ને ઠાલો ક્રોધ શીદ કરો છો ? તમારી પાસે આવીને તમને જગાડવા માંડયું પણ તમો જાગ્યા નહી ત્યારે ઘાવ લખીને ગઇ. ત્યારે રાજા પોપટને કહ્યું કે તેં મને કેમ ન જગાડયો ? માટે તને મારી નાંખીશ. એવું સાંભળીને પોપટ કહે કે હે રાજા! નાહક શીદ મારો છો ? મને છુટો મુકો હું મારે ગઇ ત્યાં જઇશ એમ કહેવાથી રાજાએ પોપટને છુટો મુકયો તેથી તે ઉડીને જતો રહ્યો, પછી ઉદાસ થઇને પોતાને ઘેર આવીને એક ઘોડો લેવા સારૂ ઘરમાં ગયા, ને વીમા રાણીએ દીઠા, એટલે તે કહેવા લાગી કે, હે રાજા શાવળીંગાએ તમને ગાંડાતુર બનાવી દીધા છે, તે હું જાણું છું, પણ વીચાર તો કરો કે મારા જેવી રાણી છતાં તમોએ એક વાણીઆની છોકરીમાં શું વધારે દીઠું ? તે ભુત જેવા બની ગયા છો ? ત્યારે રાજા કહે છે.

વાહ નારી કેરાં નેણુ, ભમેર કેરી પાંખડી,
સુંદર ચોર મજીઠ, આંજી જેની આંખડી
ઘોલ ચંગાચંગા નેણુ, લાગે બહુ પ્યારીઆં,

શાવળીંગા સમ રૂપ રસાળ, નાવે બીજી નારીયાં.

હે સ્ત્રી શાવલીંગા બરાબર બીજી કોઇ દુનિયામાં નથી ને તું એક દાશી બરાબર છું એવું સાંભલીને રાણીને રીસ ચડી તે કહે છે કે શાવલીંગા ઉપર આટલો બધો મોહ છે તો કેમ પેલા વાણીયાને લેઇ જવા દીધી.

અવર પુરૂષ લેઇ જાય, જાતાંકે તેને રોકીએ;
શું મોહોડુ લઇને શામ, ગપાટો ઠોકીએ;
તમે કહેતા હતા નથી કોય, તે તો છે વાણીયા.
લેઇ ગયા રૂપાશેઠ, તમારી રાણીયાં,

હે રાજા ધીકકાર કે તમારી શાવલીંગા વહાલી હતી, તેમ છતાં તેને લેઇ જવા દીધી સાથે તમને નાંનમ છે એવી રીતના રાણીના મરમના બોલ સાંભળીને સદેવંતને ઘણો ક્રોધ ચઢયો તેથી રાણીને કહ્યું કે તું શું કરવા બડબડાટ કરે છે? જો તો ખરી એને લાવીને પટરાણી કરૂં તોજ મારૂં નામ સદેવંત! એટલુંજ કહીને પોતે તેજ વખતે એકલો ઘોડાપર સ્વાર થઇને ચાલી નીકળ્યો. તે દરવાજે આવ્યો એટલે બારોટ શાવલીંગાને વળાવીને પાછો આવતો હતો તે સામો મળ્યો, છે તેને સદેવંતે કહ્યું કે શાવળીંગાની શી ખબર છે! બારોટ કહે એણે તો તમને મળવાને ઘણીવાર કરી પણ તમે આવ્યા નહીને હવે તો દશ ગાઉ પોંહી હશે એવું સાંભળીને તેણે ઘોડો તાકીદથી ચલાવ્યો અને પાંચ ગાઉ ગયા એટલે ત્યાં ગોવાળીયો રાજાને દેખી કહે છે.

દોહરો.

સાજ સોનેરિ જરકશી, ને વળી અલબેલા અસ્વાર
ઉભારહોને મારા ઠાકરા, તો કહું શાવળીંગના સમાચાર;

હે રાજા ! ઘોડો ઉભો રાખો હું તમને શાવળીંગાના સમાચાર કહું ? તે અહીં મને બેસારીને ગઇ છે ને કીધું છે કે રાજા આવે તો કહેજે કે શાવળીંગા તમારી વાટ જોઇ હમણેજ ગઇ એવું સાંભળીને રાજા ચાલતો થયો. એવામાં રાત પડી તેથી રસ્તામાં એક દેવળમાં જઇને ઘોડો બાંધીને ભુખ્યો તરસ્યો સુઇ રહ્યો હવે શાવળીંગાની પાસેથી માલણ ગઇને સાવલીંગા એકલી બેઠી છે. એવામાં શેઠ દુકાનેથી આવ્યા ને કહે છે કે ચાલો રંગમહેલમાં સુઇ રહીએ ? સાવલીંગા કહે કે હાલ મારે નેમ છે ? મેં પીયરથી આવતાં માનતા માની છે કે ખેમખુસલ સાસરે પહોંચીશ તો સાત દીવસ સુધી એકાંત સુઇ રહીશ એવું સાંભલીને શેઠ તો ખુશી થયા કે મારી સ્ત્રી મહાચતુર છે. એમ વિચારીને પોતે રંગમહેલમાં જઇ છત્ર પલંગ ઉપર સુતા અને સાવલીંગા મહેલની બહારની બાજુ છજામાં ઝરૂખો કાઢેલો હતો તેમાં જઇ સુતી છે એવામાં મધરાત્ર સાવલીંગા ઉદાસ થઇ કહે છે.

ચોપાઇ—ઉંચારે મહેલ આકાશ ત્રંબાળુ જળ હળે.
વરસે પાઉશ મેગ, નદીએ નીર ખળભળે.
રાત અંધારી ઘોર, નથી કોઇ જોડીયા;
કંથ તમારા કાજ, તજી છું ઢોલીયા.

એવી રીતે સોચ કરતાં સવાર થયું એટલે સાવળીંગાની દાસી અને ગામના રાજાની કુંવરીની દાસી બન્નેને દોસ્તી હતી તેથી તે રોજ નદીએ નાવા જાય છે. હવે એ દિવસ તે નાહવા ગઇ છે. અહીંઆં સદેવંત પણ તેજ નદી ઉપર આવી પાણી પીવા બેઠો, પણ પોતાની પાસે વાસણ નથી અને ખોબેથી પીએ તો હાથેલીમાં લખેલા ધાવ ધોવાઇ જાય, માટે જાનવરની પેઠે મોહોઢેથી પાણી

પીધું તે જોઇને શાવલીંગાની દાસી કંકવતી કુંવરીની દાસીને કહે કે બેહેન ? આ કોક મોહોડે પાણી પીએ છે તે ગાંડા જેવો હશે કે શુ ? તે સાંભળીને કુંવરીની દાસી હોશીઆર છે તે કહે છે કે એ કોઇ કામી પુરૂષ છે એના હાથે ઘાવ લખેલાં છે અને કોઇ મેટો માણસ છે જેવો તેવો નથી. એમ કહીને બંને જણીઓ ઘર ભણી ચાલી ને કંકાવતીની દાસી તો ઘેર જઇને બાઇને કહ્યું કે તમે ઇચ્છાવર વરવા ધારો છો માટે મનખો સફલ કરવો હોય તો તમારા લાયક વર નદી કિનારે આવ્યો છે. હવે શાવલીંગાની દાસીએ પણ બધી વાત સાવલીંગાને કહી તે સાંભળીને સાવલીંગા વીચાર કરવા લાગી કે નકી સદેવંત કુવર આવ્યા હશે ? માટે માલણ આવે તો ખબર કઢાવું ? એવો વિચાર કરે છે અને કનકાવતે તે પોતાની દાસીને તથા કેટલીક સખીઓને લેઇને તે નદી ઉપર ગઇ ત્યાં સદેવંતને બોલાવવાને ખુબ નખરાં કરે છે પણ સદેવંત તેના ઉપર કાંઇ ધ્યાન રાખતો નથી. તોપણ કનકાવતીએ બોલાવવા સારૂ પોતાનો મોતીનો હાર તોડીને મોતી લઇને કાગડા ઉડાડવા લાગીને ચીરમાં કાંકરા નાખી પછાડે છે. વલી નખવતે ટીપે ટીપે ઘડો ભરવા લાગી, પણ સદેવંત તેના સામું જોતો નથી. ત્યારે કનકાવતી બોલી.

નખવતે ઘડો મેં ભર્યોને, વળી મોતીએ ઉડાડયા જોને કાગ;
કાંકરે ચીર પછાડયાં ને, વળી તોએ ન બોલે ઠગ.

એ રીતનું તેનું બોલવું સાંભળીને કુંવરે વિચાર્યું કે મને ઠગ કહ્યો માટે હું ઉત્તર આપું.

નથીરે શહેર ગોરી માહરૂને; કાંઇ નથીરે બોલ્યાનો લાગ;
એવી વિસામણ ના કર તો, કદી નાવે વીજોગનો તાગ.

હે સ્ત્રી મારે બોલવાનો લાગ નથી, ને અહીં મારૂં શહેર નથી ને વળી લાલચા જાઉં તો મારા વિજોગનો તાગ કદી ના આવે ? એ રીતનું સદેવંતનું બોલવું સાંભળીને કનકાવતી મોહીત થઇને ખુબ કામાતુર થઇ. તે વખતે નીમ લીધો કે વર તો આને નહિ તો બીજા ભાઇ ને બાપ, સદેવંત કહે હે સ્ત્રી એ વાત કરીશ નહી કેમૂકે તું રાજાની કુંવરી છે તે માટે તને કોઇ નહિ કહે પણ મારૂં તો માથું જાય. એવું સદેવંતનું વચન સાંભળીને કનકાવતી કહે કે તમારા સામી કોઇ આંખ ઉંચી કરે તો તેની આંખ ફોડાવું ને તમે મરો તો હું પણ જોડે મરૂં । તે વારે કુંવર કહેછે કે તું કોણ ને હું કોણ । મારે કાંઇ તારી સાથે કામ નથી ? ત્યારે કનકાવતી કહે કે રાજા મારા જેવી નહી મળે ? માટે હાથમાં આવેલો હીરો ખોશો નહી, એવું સાંભળી સદેવંત કહે તારા જેવી તો મારે ઘેર લુંડીઓ છે એવી રીતે રાજા કહે છે, પણ કનકાવતી ધારે છે કે એતો ગમે તેમ બોલે પણ મારે તો સારૂં લગાડવું જોઇએ. એમ ધારીને કહે છે.

હું છું તમારી નારીયાંતે, તમે પ્રીતમ મારા સુજાણ;
વરવું તો તમને વરવુંરે, નહિતો મુકીશ મારા પ્રાણ

હે રાજા ? તમારી સ્ત્રી થઇ ચુકી છું, માટે તમો વરસો તો ઠીક છે નીકર હું મરીશ. એ રીતે કહીને, કનકાવતી પોતે પોતાના મહેલમાં ગઇ હવે શાવળીંગા માલણની વાડ જુએ છે એવામાં માળણ આવી તેને શાવળીંગા કહે કે જે મારા પ્રાણપ્રીય સદેવંત રાજા નદી ઉપર આવ્યા છે, માટે તેમની પાસે ઘોડો છે તે તારે ઘેર ઉતારજે, અને પછી બાવાનો વેશ લેવરાવી મારા મહોલે મોકલજે, જયારે હું તેમને જોઇશ ત્યારે અન્ન પાણી લેઇશ. તે વારે

આળણુ પણ વખત જોઇને બોલી વાત તો ખરી પણ મને ખરચી આપ્રણી—તે સાંભળી સાવળીંગાએ શેઠની પેટીમાંથી પચાસ મોહરો કહાડીને આપી તે લેઇ ખુશી થઇને માલણું ફનકાવતીને મહેલે ફુલ આપવા ગઇ તેને કનકાવતી કહે કે મારા લાયક જેવો જોઇએ તેવો નર નદીને કીનારે આવ્યો છે તેને તેડી લાવીને મારી સાથે પરણાવીશ તો તારો ગુણ કદી નહિભુલુ ? એમ કહીને એક હજાર રૂપિયાનો દાગીનો માલણુને આપ્યો; તે લેઈ કહે કે બાઇ કાંઇ ફીકર રાખશો નહિ આજ હું તેજ કામ કરવાની છું એમ કહી માલણુ ઘેર આવી તેનો ધણી કહે કે રાંડ આટલી બધી કેમ વાર થઇ તે વારે માલણે પેલો અવેજ દેખાડ્યો એટલે માળીભાઈ તો રાજી થઇ કહે કે હવે હું તને કહી કંઇ નહી દહું ને હવે તારી નજરમાં આવે તો કોઇ લઇયાનો કુટયો અને ખીસાનો તર હોય તેની દોસ્તી કરીને આપણે ઘેર તેડી લાવજે, પછી તેને ખાઇને ખોખું કરીશું માળીની એવી રજા મળી, તેથી માળણુ તો તેજ વખત બેડું લઇને નદી ઉપર આવી તે સદેવંતને જોઈ નખરાં કરવા લાગી સદેવંત વીચાર કરે છે કે આ બધું ગામ આવું છે કે શું પણ જેના માટે આપણે અહીંયાં આવ્યા છીએ તેનો મેળાપ કેમ થાય ? જો ઘોડો ના હોત તોહું એકલો ગામમાં ગમે તેમ ફરી ખબર કહાડત, એવી રીતનો વીચાર કરે છે, એટલામાં માલણુ પાસે આવીને પુછે છે.

કીયારે દેશના તમે રાજવીને, વળી કીયારે તમારાં ગામ;

શારે કારણુ તમે આવીયારે, વળી શું છે તમારે કામ.

હે મહારાજ ! તમે કયા દેશના રાજા છોને અહીંઆં શા કામે આવવુ પડયું છે ? માલણનાં આવાં વચન સાંભળી સદેવંત કહે છે.

નથીરે અમે રાજવીને, વળી છેટે અમારાંરે ગામ;

આવ્યા છીએ પરદેશમાંરે, ભુંડી ચાકર રહ્યાનું કામ.

હે સ્ત્રી! અમે રાજા નથી પણ પરદેશમાંથી ચાકરી કરવા આવ્યા છીએ તે સાંભળીને માળણ કહે છે.

ચાકર જોગ નથી સાહીબાને વળી સો સો નોકર તમ ઘર હોય
આવ્યા છો કુળવંતીને કારણેને, વળી અસત્ય વચન ના કહોય.

હે મહારાજ! તમે ચાકર જોગ નથીને ને તમે જે કારણે આવ્યા છો! તે હું જાણું છું આવા માલણનાં વચન સાંભળી સદેવંતનખાત્રી થઇ કે નકી એણે મોકલેલી, પણ એનું નામ એની પાસે દેવરાવું! પહેલું કહીશ તો એ નહી હોય ત્યારે ફજેતી થશે માટે પુછું? તેને એમ કહી કહે છે.

સોહલો.

કોણ નગરમાં રાજા રાજ કરે, અને કોની કોની દવાઇ ફરે,
તારા શહેરમાં સુખીયાં કોણ કોણ છે તે વાત મુજ આગળ કહો

હે સ્ત્રી! તારા નગરમાં કોણ રાજા રાજ કરે છે ને કોની દવાઇઓ ફરે છે તારા શહેરમાં સુખીઆં દુઃખીઆં કોણ છે તે મને કહે માલણ સદેવંતનું કહેવું સાંભળીને કહે છે.

રાજા વીરમદે રાજકરેને, પૃથવીરાજની દ્રવાઇ ફરે;
એક દુઃખીયારી રૂપાશાની નાર, તેના તમે લાગો છો શણગાર.

હે મહારાજ આ ગામમાં વીરમદે રાજા રાજ્ય કરે છે ને પૃથુરાજની દવાઇ ફરે છે, દુઃખીયારામાં એક રૂપાશા શેઠની સ્ત્રી શાવળીંગા છે ને તેના તમે પરમપ્રીય છો. આવાં માલણનાં વચન સાંભળીને સદેવંત હસી પડ્યો ને કહે છે કે હવે તું મને તારે ઘેર લઇ જા? પ્રથમ તો મારા મનમાં એવું આવ્યું હતું કે હમણાં એક આવી હતી તેવીજ તું હઇશ, પણ હવેથી તને મારી બેન ગણીશ.

તુને આજથી મારી બેન ગણું, ને તારા સાસરીયામાં વડાઇજ કર.
નવું પહેરાવું દક્ષણનું ચીર, કરી લે મને વા લેસરી વીર;

માલણ સદેવંતને કહે છે કે મારે તો ચીર જોઇતું નથી, પણ એક વચન આપો ? ત્યારે સદેવંતે વચન આપ્યું. માલણ કહે છે જે હમણાં સ્ત્રી આવી હતી તેને તમારે પરણવી પડશે. સદેવંત કહે કે એ વાત કરવી નહિ ! માલણ કહે કે ત્યારે તમે સાચાબોલા નથી ? સદેવંત કહે એક વખત મને શાવળીંગા મળે તે પછી એને પરણીશ માલણ કહે કે તમે ગમે ત્યારે પરણજો પણ એને પરણશો તો તમારૂં કામ થશે કેમકે એ રાજાની કુંવરી છે ને તમે તેની ઓથે જશો તોજ શાવળીંગા મળશે નહી તો મહારાજ તમારી ને શાવળીંગાની વલે કરશે. પછી માલણ સદેવંતને લેઇ પોતે અગાડી ને રાજા પછાડી એવી રીતે ઘેર આવે છે, ત્યારે પોળના લોકો સદેવંતને પુછે છે કે ભાઈ તમે કોણ છો ? ત્યારે સદેવંત તેમને જવાબ દે છે.

અમે જાતના સોદાગર છીએ, આ બાઇના પીયરમાં રહીએ;
મારે એને ફઈ ઢાળજછે, ને તે માટે મને ભાઇ ભાઇ કહે.

સદેવંત આવી રીતે લોકોને જવાબ આપતો માલણની પાછળ પાછળ તેમને ઘેર ગયો; માલણે નાહવા સારૂ ઉનું પાણી કરી નવરાવ્યો ને રસોઇ તૈયાર કરાવી કહ્યું કે મહારાજ ! જમવા ચાલો ? ત્યારે સદેવંત કહે કે હું તો તેને નજરે જોઇશ ત્યારે અન્ન પાણી લેઇશ, નહી તો લેનાર નહીં. માલણ કહે કે મહારાજ તમે જમો તો ખરા એને તો જોગી થશો ત્યારે દેખશો. પછી સદેવંત કહે કે જોગી થઇ એને જોઈ આવું પછી જમીશ ? માલણ કહે કે એમ કરો ! પછી સદેવંત પોતાના શરીર ઉપર ભભૂત ચડાવી દીધી ને માથાના વાળ છુટા મુકી હાથમાં ઝોળી ઝંડો લઈ પોતે અવધુત બની તૈયાર થયા પછી માલણ કહે છે કે તમે તેના મેહેલ આગળ બેફીકરથી જજો. કોઇ તમને રોકશે નહી, કેમકે તમારે સારૂ તો એ સહામત

આપવાનું માંડી બેઠી છે. માલણનું વચન સાંભળી પોતે શેહેર ભણી ચાલ્યા.

ચોપાઇ—છુટે કેશે રાય, નગરમાં ચાલીયાં;

ભભુત ઝોળી હાથ, બાવે હાથ ઝાલીયાં.

અછતવાળા અતીત, નગરમાં ચાલીયા।

સારા શહેરના લોક, ચાકડે ચડાવિયા;

જ્યારે સદેવંત ડોલથી આવા શાવળીંગાના મેહેલ આગળ સોનેરીયા ચોકમાં જઇ અલેખ જગાવીયો અને સદેવંતનો અવાજ સાંભળી શાવળીંગા વીચાર કરે છે.

એ તો મારો સ્યામ, તે તો નિશ્ચે જાણીએ;

આવોને કરીએ એકાંત, સાકરો તો વેંચીએ.

જ્યાં શાવળીંગા ઝરૂખે આવી જુવે છે તો સદેવંત દીઠો પછી ખુશી થઇ રાજાને કહે છે.

દોહરો.

પમરે પ્રમાણે પહેરિ ચાખડીને, રાજા છુટારે મેલ્યા જોને કેસ,

સુણ સુણ રાય સદેવંતારે, તેં તો ભલો ભજાગ્યો વેશ,

હે મહારાજ ! તમે મારા કહ્યા પ્રમાણે બરોબર જોગીનો વેશ ભજવ્યો છે પછી સદેવંત શાવળીંગાને શણગાર સજેલા જોઇ કહે છે

ભારે રૂપ જોને આગળીરે, તારા મનમાં જોને નથી ટેક;

સુણ સુણ રાણી શાવળીંગારે, તેંતો બગાડયો મારો વેસ.

ચોપાઇ—સજ્યા છે સોળ શણગાર, વળી પાડયાં છે પટીયાં;

જોયાં પ્રીતોનાં પરીણામ છુટી હોય લટીયાં.

હે સ્ત્રી ! તેં તો મારા ભેખને એબ લગાડી, કેમકે જો મેં જોગીનો વેશ લીધો તો તારે મારી માફક દીલગીરીમાં રહેવું જોઇતું

હતું પણ તેં તો શણગાર સજીને વળી પટીયાં પાડયાં છે. માટે જો સાચી પ્રીત હોય તો છુટાં રાખવાં જોઇએ, આવાં સદેવંતનાં વચન સાંભળીને શાવળીંગા કહે છે.

સજ્યાં છે મેં લોક લાજને કાજ, પાડયાં છે પટીયાં;
હઈયામાં ઝાઝી છે હામ, છુટાં છે લટીયાં.

હે મહારાજ ! મેં તો ઉપરથી લોકોને દેખાડવા સારૂ શણગાર સજ્યો છે ને પટીયાં પાડયાં છે, પણ મારા હઈયામાં તો છુટેલાંજ છે એવી વાત કરે છે. એટલામાં એની નણંદ લીલાવતી આવીને કહે છે કે જમવાની વખત થઇ છે ને તમે કેમ બેશી રહ્યાં છો શાવળીંગા લીલાવતીને જોઇ મનમાં ( વળી આ પાપ ક્યાંથી આવ્યું ) હવે રાજા સાથે વાત થશે નહિ ને વરસાદ આવવા માંડયો માટે તેને લોટ આપવાનું બાનું કરી હેઠે જઇ વાત કરી આવું એવું ધારી નણંદને કહે છે. સોહલો.

મેહુલો વરસે કાળી ધાર, બાળુડો જોગી ઉભો છે દ્વાર;
બાળો જોગી બહાર ભીજે, તેને કહોતો બાઇ અમે ભીક્ષાદીજે.

હે બાઈ ! આ જોગી બહાર પલળે છે તેને કહો તો ભીક્ષા આપી આવું લીલાવતી જોગીનું નામ સાંભળી ઝરૂખે જુવે છે તો કોઇ મહા તેજસ્વી રાજ્ય અંશ જેવો દીઠો

કવિત.

તારેકી જાતમાં ચંદ્ર છુપે નહી, રવી છુપે નહી બાદલ છાયા;
રાડ પડે રજપુત છુપે નહિ, દાતા છુપે નહી ઘર મંગન આયા.
ચંચલ નારિકા નેન છુપે નહી, પ્રીત છુપે નહી પીઠ દેખાયા;
કવી ગંગ કહે સુણુ શાહ અકબર કર્મ છુપે નહી ભભુતલગાયા.

પછી લીલાવતીએ મનમાં ઓળખ્યો કે મને એના પીયરમાં

ધક્કા માર્યો હતો એવો છે. એવું ધારી રોશ કરી શાવળીંગા કહે:
સોહલો—આજો નથી એજ બાવનવીર, ને ઉતરે વહુ એ તમારાં ચીર;
જો બન્યો દિલે લાંઠ, ને એવા તો લંગોટા ફરે સોને સાઠ:
હે ભાભી! તમે તો જાણતાં હશો કે કોક જોગી છે પણ આ તો કોક ઠગછે, સાવળીંગા કહે કે આપણે શું? ગમે તે હોય, આપણે તો તેને અભ્યાગત જાણીને આપવું છે. આવું સાંભળી લીલાવતીને રીસ ચઢી ને સિપાઈને બોલાવીને કહ્યું કે આ જોગીને મારી કહાડો ને હવેથી કોઇ પણ ભીખારીને અંદર આવવા દેશો નહિ. પછી સીપાઈએ સદેવંતને ધક્કા મારીને કહાડયો. હવે સદેવંત શાવળીંગાની ઉપર ક્રોધ કરીને કહે કે રાંડે મને ધક્કા મરાયા પછી માલણની પાસે જઇ બધી હકીકત કહી માલણ કહે કે ભાઇ તું જમી લે ને હું એની પાસે જઇ તને કાલે મળે એનો બંદોબસ્ત કરી આપીશ, પછી સદેવંતે ખાધું હવે માલણ ફુલ લઇ શાવળીગાના મહેલે ગઇ સાવળીગાએ માળણને જોઇ તેના ખોળામાં માથુ મુકી ધુશકે રોવા બેઠી; અને કહ્યું કે મારી નણંદે એમને કહાડી મુકાવ્યા અને સીપાઇને હુકમ કર્યો કે હવેથી કોઇ ભીખારીને પેસવા દેવો નહીં? માલણ કહે કે તું શીદને ચીંતા કરે છે, એવા તો સો ઉપાય કરી તારા મોહોલે મોકલીશ શાવળીંગા કહે કે એ વાત ખરી પણ મેં શેઠને સાત દીવસનો વાયદો કર્યો હતો, તે સાત દીવસ આજ પુરા થશે, માટે કેમ કરવું! હવે તો કંઇ ઉપાય ખોળ નહીં તો મરવું પડશે તે સાંભળી માલણ કહે કે તું એમ કરજે કે શેઠ તારી પાસે આવે તે વારે કહેજે કે મેં સાત દીવસનો નીયમ લીધો હતો પણ હવે મારી આટલી હુંશ પુરી કરો કે આપણે બાગમાં ઉજાણી જઇએ ત્યાં સોગટાં બાજી રમી જમીને ઘેર આવ્યા પછી તમે કહેશો તેમ

કરીશું. પછી શેઠને કેફ ખવરાવીને બાગમાં સુતો મુકીને હું અને સદેવંત બાગની પાછળ બેસીશું ને પછી તું મારી પાસે આવજે એટલે સરવે ઉપાય કરીશું હવે માલણના કહ્યા પ્રમાણે શાવળીંગાએ શેઠને કહ્યું. પછી શેઠે પણ મોહને લીધે હા કહી, બીજે દીવસે શેઠ એક બે ચાકર અને શાવળીંગાને સાથે લઇને બાગમાં ગયા છે હવે રસોઇઓ રસોઇ કરે છે ને શેઠ તથા શાવળીંગા બાજી ખેલે છે તેમાં શાવળીંગા દોહરા બોલતી જાય છે ને સદેવંત બાગની પાછળ બેઠા છે તે સાંભળે છે.

**દોહરો**—સાવધાન થઇ સાંભળોને, વળી બેઠા બેઠારે જોને બહાર;
તમ કારણ અમે આદરયું, ને વળી પડ પાસા પોબાર.

**ચોપાઈ**—સાંભળ મારૂ વેણ, તું મનમાં સાચું ધાર;
એમ બને તેમ જલદી કરો, પડ પાસા પોબાર.

તે સાંભળી શાવળીંગા કહે છે.

**દોહરો**—હવે ઉતાવળ મત કરો ને, વળી ઝાઝી નથી કાંઇ વાર;
દઇવ જુગે મેળો દેવનુંને, વળી પડ પાસા પોબાર.

એવું સાભળી સદેવંત કહે છે.

દેહરૂં દિઠું જાને દેવનુંને, વળી દરશન કરતારે જોય;
દરશન તો પરશન નહીને, વળી પડ પાસા પોબાર.
હંસ ગયો સરોવર તિરે ને, વળી પડ પાસા પોબાર.

એવી રીતનું બંનેનું સામાસામું બોલવું સાંભળીને શેઠ કહેછે કે એ કોણ બોલે છે? એટલે શાવળીંગા કહે છે કે આ બાગનો દેવ છે તે અદ્રષ્ટ થઇને બોલે છે, પણ તે આપણુને વીધન કરશે માટે તમે કાંઇ ડરશો નહી. લ્યો આ ગોળી મારી પાસે છે તે ખાઓ એટલે કાંઇ બીક લાગશે નહીં! આ ગોળી મારા બાપને ઘેરથી

એક વીદ્યાના બળવાન પાસેથી મંગાવીને લાવું છું તે ખાય તો કોઈ ભુત પલીતથી બીહે નહીં ? એમ કહીને માળણની આ પેલી કેફની ગોળી આપી. તે શેઠે ખાધી એટલે થોડીવારમાં બેભાન થઇને ઉંઘવા લાગ્યો. પછી શાવળીંગા દીશાએ જવાનું બાનું કરીને સદેવંત પાસે ગઇ ને શેઠ તો પડી રહ્યો. પછી સદેવંતને શાવળીંગા બેને માલણ તે રાજાની કુંવરી કનકાવતી પાસે તેડી ગઇ, રાજાને આવતો જોઇને શાવળીંગાને અને રાજાને પલંગ ઉપર બેસાર્યાં પછી ત્રણે જણ વાતો કરવા લાગ્યાં. હવે સદેવંતની હુશીયારી જોવાને કનકાવતી સમસાઓ પુછે છે.

સોંઘામાં સોંઘુ કયુ કયુ રાજા વહાલામાં વહાલુ શું હોય;
દેખતામાં દેખતો કોયોને રાજામાં અંધામાં અંધ જોને કોય.
વરધમાં શું હસવાપણુંને, રાજા કીયાનમાં ગુણ;
અતિ સુખ શેમાં રહ્યું ને, વળી સુખે સુવેરે નહી કુણ.

તે સાંભળી સદેવંત કનકાવતીને ઉત્તર આપે છે.

રાજા કહે રાણી સાંભળોને, વળી પુછયો તેનોરે પાર;
અકલ નથીરે કાંઇ એવડીરે, રાણી રાખજો તમે ભાર.
સોંઘું જે મફત મળેને, વળી જીવથી વહાલું નહી કોય;
જ્ઞાની આંખે દેખતોને, વળી અજ્ઞાની અંધજ હોય.
હસવિ વરધની વરણાગીને, વળી ગુણ હરી ગાયન માંય;
સુખ અતિ સંતોષમાંને, વળી કળજુગથી સુખે ન સુવાય.

હે રાણી તમે પુછયું તેનો આ જવાબ. તે સાંભળી કનકાવતી ફરી પુછે છે ને સદેવંત ઉત્તર આપે છે।

ગાય વીયાણી ગાંદરે ને, રાજા વાછડું વાડારે માંય;
દોનારી ઝુલે પારણે ને, તેનાં છોરૂડાં લશકર માંય.
શુરો રણ સંગ્રામે ચડે ને, વળી શસ્ત્ર તે બાંધે સાર;

અંકુક મોળી જામગીરે, રાણી પુછવાનો તેનો પાર.
પડી પણ ભાગી નહી, ને વળી કકડા થયા બે ચાર,
વગર પાંખે ઉંડી ગઇને, રાજા તેનો કરોને વીચાર.
ભોગી પુરૂષને ભાવતિ તે, ભુંડી જગત વિશ્રામ;
સુર્ય પછી ચંદ્ર ભોગવેરે રાણી રાત કહી તમે તેહ.
લંક લપેટણ સીતા હરણ રાજા, રહીરે લંકાપતી રાય.
જીસ કારણ કૌરવ હણ્યાને, તમે મુલવી મારા નાથ,
સૌથી સરસ વખણાય છે, રાણી મલકાપરી માલહીર;
રાણી પુછો પ્રેમથીરે, જોતા કામની ઓઢણ ચીર.
અંગ કાળુને દાંત ઉજળા, ને વળી ચાલે જે નર ચાલ;
સાસુ વહુને દીકરીરે, એતો ત્રણેનો એક ભરથાર.
સોળ સજે કામનીને, તેમાં રૂડેરા એ શણગાર;
ગજદંત ચુડો શોભતોરે, તે કામની કર શોભે સાર.
સોપારી જેવડું સોગઠડું, ને વળી તલનો ત્રીજો ભાગ,
એ સોગઠે રત્ન જડયાં, એક ધરતી ને બીજું આભ
નગરમાં જોને નાગી ફરેને, વળી વનમાં પહેરે ચીર;
તે માંહેનાં ફળ લાવજો, મારી સગી નણંદના વીર.

હે રાણી ! પુછવાની ઇચ્છા હોય તો પુછ કનકાવતી રાજાનું વચન સાંભળી ખુશી થઇ અને વહાંણાનું પહોર થયું એટલે પોતાના પીતાની પાસે જઇ કહે કે હે પીતા ! જે હું જળદેવને ઇચ્છાવર વરવાને રોજ ગાગર બેડીયાં પુજતી હતી તેથી મને મારી મરજી પ્રમાણે વર મળ્યો છે વીરમદે રાજા કહે છે કે કોણ છે ? કનકાવતી કહે કે રાજા શાલીવાહનનો કુંવર તે સદેવંત આપણા નગરમાં આવ્યો છે રાજા કહે કે અહીંયાં તેને એકલો આવવાનું શું કારણ છે ? ત્યારે કનકાવતી કહે કે તેના શહેરમાં નગર શેઠની કુંવરી સાવળીંગા કરીને આપ

આમના રૂપાશા શેઠ પરણીને લાવ્યા કહે છે પણ તે પરણી નથી ? કેમકે તે કુંવારી હતી તે વખતથી સદેવંતને વરી ચુકી હતી; તેથી કપટથી એક દાસી સાથે પરણાવ્યા હતા, પણ ત્યાર પછી સદેવંતને ને તેને મેળાપ થયો નહી તેથી તેને રૂપાશા અહીં લાવ્યા હતા. પણ હાલમાં તે સદેવંત પાસે આવી છે ને આપણા મહેલમાં તેમને મેં બેસાડયાં છે, માટે મને પણ તેમની પાસે પરણાવો ? હું પણ એમની સાથે સદેવંતને વરી ચુકી છું, પછી રાજાએ તે વાત કબુલ કરી પણ શાવળીંગા પરણી નથી તે વાતની ખાતરી કરવાને શેઠને બોલાવીને પુછયું, ત્યારે કહે કે હું પરણયો છુ શાવળીંગા કહે કે તમે દાસીની સાથે પરણ્યા છો, અને ના પરણ્યા હોય તો દેવકુમારને બોલાવો ને પુછો તે બધું કહેશે ! પછી રાજાએ શેઠને કહ્યું કે કેમ કરવું છે ! શેઠે વિચાર્યું કે જેનું દીલ મારા ઉપર બીલકુલ નથી તેમ છતાં ઘેર આવવાની નથી ને જબર જસ્તીથી તેડી જઈશ તો આખર મોતની નીશાની છે. જેને એક વાર તો કેદ ખત્તરાવીને ગઇ. તે બીજે દહાડે માલુમ પડી; માટે જવાદે ! વળી બીજી પરણીશું ? એમ ધારી શેઠ કહે કે એની ખુશીમાં આવે તેમ કરે ? તેમાં મારી કાંઇ અડચણ નથી ? એમ કહેવાથી રાજાએ જાણ્યું કે આ કુંવારીજ છે, પછી રાજાએ પોતાની કનકાવતી કુંવરી તથા સાવળીંગા બંનેને પરણાવાવા માટે ઘડીયાં લગન લીધાં ને પોતે ચોરી બાંધીને પરણાવી પછી રાજાએ એક મેહેલ તેમને રહેવા સારૂ જુદો આપ્યો તે મહેલમાં બંને સ્ત્રીઓની સાથે સદેવંત ખુબ રંગભોગ કરતાં કેટલાએક દીવસ થયા, પછી શાવળીંગા કહે કે હે સ્વામી આપણે હવે તો આપણા શહેરમાં જઇએ તો ઠીક. એવું સાંભળી સદેવંત રાજા વીરમદેની પાસે રજા માગી કે હવે અમને અમારે દેશ વીદાય

કરો. પછી રાજાએ તેમને ઘોડા, હાથી, ગાડીઓ વીગેરે કેટલું એક ધન આપીને વીદાય કર્યા તે વખતે જાચક ભાટ વીગેરે લોકો દાન લેવાને સદેવંતની પાસે આવ્યા છે તે લોકો તરેહ તરેહના સવઇયા તથા છપા અને નકતા બોલીને સદેવંતને ખુશી કરે છે તે નીચે મુજબ:—

કુંડળીઆ—કહે દીન દરવેશ, હુકમ બીન પાંદ ન અલંદા;
દરગુહાર કીરતાર, તુંકી કયા કરેગી બંદા.
બંદા બાજી જુઠ હે, મત સચી કર માન;
કહાં બીરબલ ગંગ હે, કહાં અકબરખાન,
કહાં અકબરખાન, ભુલકી રહે ભલાઇ;
રૂતે સંગત હે, કહિ ઊટ ચલના બાઇ.
બંદા બદોત ન ફુલીએ, ખુદા ખમેગા નહી,
જોર જુલમ કીજીએ મરત લોકકે માંહિ.
મરત લોકકે માંહિ, મુજરબા તુરત બતાવે;
જે નર કરે ગુમાન, તેહી નર ખતા ખાવે.
કહે દીન દરવેશ, સમજલે ગોફલ ગંદા;
ખુદા ખમેગા નહી, બહોત મત ફુલીએ બંદા.
કલજુગ આંગે રાજમેં, આગો અંધારો ગોર;
ચોર કરે કોટવાલકું, ઉલટા દંડે ચોર.
ઉલટો દંડે ચોર, જોર કોટવાલ ન ચાલે;
શાખા વજીર, લાંચ લઇ અન્યા બોલે.
કહે દીન દરવેશ, ધર્મકા રહે ન પઇયો;
ગરિબ માર્યો જાય, રાજ કલજુગકો આવ્યો.
પવઇએકે શહેરમે, પાતરે કરી દુકાન;
તેલ જલાયા ગાંઠકા, કણુ ન પામી માન.

કળુ ન પામી માન, પાતર દિલમેં ખુબ રોઈ;
એ ભડવેકે શહેરમાં, નીરત આપની ખોઈ.
કહે દીન દરવેશ, લેખ બતઈયાકા;
તું ના સમજી નાર, શહેર હે પતઈયાકા'

દોહરો—પુરૂષ સુખ કારણુ સાયર તજો અગર બંઅકા હેત;
લટકત પણુ પહોંચત નહિ, પલક જીત્ર લેત.
ઓ રહો મોતી છીપકે, તું કયું ડરતા હીર;
જીશકે દરપત જો રખે, જીસકે સાનસો મનકા નીર.

હાથીને કહે છે.

કહીસર તેરે શીર બશે, રણુ કહાકન શુર;
તીન લોક થાપન કરે, તું કયું ડારત ધુર;

જવાબ—કહીશર તો સરપણુ ભયા, દંત બાજ કીયો મુંડ;
જોર જુલમ ન કીજીએ, મરત લોકકે માંહી.
ગજ ચાલ લે પઈ પદમણી, શીરપર ધુર;
દુર પટકુ મેરિ આયકું કરમ કચ હો જાય.
કયા કરૂં વેરી નેણકું મન પખેલા મીલ જાય;
વાણુ તું દિશે પાપીઆ, થાય રૂદનકો વાસ.
જેતી દેખત સખીયાં, તે શું બાંધત આશ,
નેણ પદારથ નેણુ રસ, નેણે નેણુ મીલંત.
અજાણ્યાકી પ્રીતડી, પહેલાં નેણુ કરંત;
નેણુ મારે તો નેહ કરે, નીતો તારાં નેણુ નીરવાર.
મેં હરણુ તું પારધી, મને બોત બાન મત માર.

કવીત—કાજલી કાલી રેખ, દાંતુમેં બીરાજે મેખ;
કરમકા એસા લેખ, દેવરકું દીજીએ.

ચલતી ગેજકા ચાલ. મૃગાનેની ઝાલમાલ;
કેશર ગુમાલ પુલ, પુજનકુ આઇ હે.
ચંદ્રજળ પહેરે ચીર, નીચ જાત તો દીશે નીર,
એસી તો સ્વરૂપ રંભા હેલી આઇ હે.
કેત હે કનકસેન, કોકીલાસે બોલે બોલ;
હમશે નહી બોલે તોભી, ઝમ દુવાઇ હે.
કુપાત્રકી પ્રિત કેશી, ખાત બીન ખેત જેશી;
મહોમત માન કેશી, વાકું ચીન્હ જાણીએ.
મુછ બીન માદકેસે, શુંદ્ર બીન નાર જેસે:
ફોજ બીન તોપ, કેસે, હોદા બીન હસન જેશે.
દોલન બીન દાન દે, વાકુ દેવા કરિ માનીય;
કેત હે ફકીરદીન માનસકો તોલ, એક બોલમાં પીછાનીએ.

### ઈંદ્રવિજય-સવઇયા.

કેશ દીયે શીર શોખકે કારણુ, ને દીયે જુગ દેખનકું;
કાન દીયે કુછ બાત સુનાવત નાક દીયા કુછ બાસનકું.
હાથ દીયે કુછ દાનકો કારણુ, પાઉ દીયા પંચ ચાલનકું;
કવી ગંગ કહે સુણુ શાહ અકબર, પેટ દીયા પત ખોવનકુ. ૧
નીચકી ચાકરી ભુખ કરાવે, નીરમળ વશકુ મેલ લગાવે;
ભુખ નમાવે વિદેશ વિપદમાં દિન દુઃખ સમ તુલ્ય કહાવે,
કવી ગંગ કહે મુખસમ નહી દુઃખ પાપણી ભુખ અભક્ષ કરાવે. ૨
જોગીયા સીપી કલંધર તપાસ એહી ઠાગ રેખ મારે કછોટી;
વિર મધુર મુસાફર જંગમ શેખવાહી મૃગ માટતી ગાટી;
જોગી જપ જપે નિરંતર યાકી, કિરત હે જગમે મોટી,
સોકો હે ઉસ દાસ નિરંતર રોટી બીના સબ બાત હે ખોટી. ૩

હવે જે જાચક તથા ભાટ વગેરે જે લોકો દાન લેવા આવ્યા હતા તે લોકોને ઉપર લખેલા દોહરા ને છપ્પા વગેરે ગાઇ સંભરાવી સદેવંતને ખુશી કર્યો, તેથી સદેવંતને તમને રૂપીયા વગેરે ખુબ દાન આપ્યું. પછી પોતાને ઘેર જવાને તેણે રથ ચાલતો કર્યો, તેમાં બે સ્ત્રીઓ કનકાવતી ને શાવલીંગા તથા ઘોડા તથા ગાડીઓમાં બેશીને ત્રીજે રીવસે સદેવંત પોતાના બાપના ગામની ભાગોળે આવીને પોતાના બાપને સરવે હકીકત સાથે ખબર મોકલી, જેથી રાજા શાલીવાહને થોડો ગુસ્સે થઇ વીચાર કર્યો કે મારે એકજ કુંવર છે માટે તેની મરજી પ્રમાણે ચાલવું એમ ધારી પોતે સદેવંતના સામા ગયા ને પોતાને મેહેલ તેડી લાવીને સદેવંતની માતાએ બે સ્ત્રીઓને તથા સદેવંતને હરખ ભેર પોખી લીધાં.

ચોપાઇ—ધી ધી વાગ્યાં ઢોલ, શેહેર પોતાને આવીયાં;
આવ્યા મેહુલની માંય, મોતીડે વધાવિયાં.
ગરીબ ગરીબના કાય, દુઃખ સરવેનાં કાપીયાં;
સરવે રાણી શીર મોડ, શાવળીંગા પાટોધર થાપીયાં.
થડ થડ થડકે કોય, કવિશ્વર એમ કહી ગયાં;
શાખ બાંધી શાલીવાહન, નામ તો અમર રહી ગયાં

દોહરો—અષ્ટ જન્મની આ વાત વાંચો સ્નેહ સહીત;
પણ સુનીતિને વસ રહે, તે પુરો પંડીત.



# કબીર કાવ્ય.

આમાં મહાત્મા કબીરનાં દોહરા અને તેમાં રહેલે ગુઢાર્થ ઘણીજ સહેલી ભાષામાં એવો વિસ્તાર પુર્વક સગ જાવ્યો છે કે તે વાંચવાથી સૃષ્ટી, ઈશ્વરી લીલા. મૃત્યુ વિગે સબંધીનો ઘણોજ ઉત્કૃષ્ટ ખ્યાલ આપે છે ગમે તેવા પાષા હૃદયવાળા માણસને પણ આ પુસ્તક સારૂ જ્ઞાન આપી નુત જીંદગીમાં પ્રવેશ કરાવે છે. પુસ્તક ફકત એકજવાર વાંચવ થીજ તે વારે વારે વાંચવાની પ્રેરણા કરે એવો એમાં અદભુ.. રસ છે. આમાં કુલ ૨૦ અંગ છે અને તે એટલા બધા આ કર્શક છેકે તેનો વાંચવાથીજ સારોખ્યાલ થશે આમાં મહાત્મા કબીરનો ફોટો પણ અંદર દાખલ કરેલો છે. પુસ્તકનું કદ ૭ાા X ૫ાા ઇંચ લાંબું પહોળું કાગળ ગ્લેજ ઉચાં પૃષ્ટ સંખ ૩૨૦, પાકું રૂપેરી વર્ખવાળું પુઠું છતાં કિંમતરૂ. ૧—૧૨— પોસ્ટેજ માફ.

મળવાનું ઠેકાણુ.,

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.**

ત્રણ દરવાજા —અમદાવાદ.